# ગુલબંકાવલી

# નીવાર્તા.

છપાવી પ્રસિદ્ધ કરનાર

## મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

ત્રણ દરવાજા—અમદાવાદ.


આવૃતી ૭ મી . પ્રત ૪૦૦૦

અમદાવાદ

ધી રાજનગર ટાઇપફાઉન્ડરી પ્રીન્ટીંગ પ્રેસમાં

જેસીંગભાઈ મુળજીએ છાપી.

સંવત ૧૯૬૪ સને ૧૯૦૮

# ગુલબંકાવલીની વાર્તા.

૨૧૫૨

## મંગળાચરણ.—દોહરો.

શ્રી ગણપતી આરાધીએ, પુજાનું બેઉ કરજોડ;
સહુ મળી કરી કરૂણા કરો કોઇમાં ન દેશો ખોડ.
સરસ્વતી મા કરૂણા કરો, વાણી આપો શુદ્ધ;
ખોટું ખરૂં લેતા નથી, કૃપા તમારી બુદ્ધ.
પ્રથમ ઇષ્ટ દેવને પ્રણમું, જેની મુજપર સહાય;
કરૂણા કરો હું કરગરૂં, આ ગ્રંથ ચાલતો થાય.

સીરકસ્તાન નામે ગામમાં, જલદસંગ નામનો રાજા નીતિથી ઈંદ્ર સમાન રાજ્ય કરતો હતો, તેથી તેના રાજમાં અઢારે વર્ણ સુખી હતા રાજાનો પ્રધાન મહા વિચક્ષણ હતો. રાજાની પતિવ્રતા રાણીનો મહા તેજસ્વી ચાર પુત્રો હતા. અને એક પાંચમો પુત્ર જે થયો તેના ગ્રહ જોતાં જોશીએ કહ્યું કે, હે રાજન ! આ તમારા કુંવરના ગ્રહ એવા છે કે, તેનું મુખ જોતાં તમે આંધળા થશો. જોસીના વચન સાંભળી

દોહરો—રાજાએ વજીર તેડાવીઓ, કહી માંડીને વાત; કહે વજીર હવે શું થશે, કાજ શું કરવું ભ્રાત. ૧ પુત્રનું મુખ જોવું નહી શું છે પુત્રનું કામ; મુકો એને વન જઇ. ના આવે આ ઠામ. ૨ વજીર તમો ચોકી કરો, ના મુકશો વીસો એહ; જાળવજો જુગતે કરી, સાચું કહું છું તેહ. ૩ વજીર ત્યાંથી સંચર્યો, ગયો તે વન મોઝાર; બાર ગાઉ ઉપર જઇ રહ્યા, જતન કરતા અપાર. ૨

ચોપાઇ—એ વાત તો અહીંથી રહી, ઘેર રાજાની શી ગત થઇ; વજીર ગયા પછી શું થયું, પેર તેહની પ્રીતે કહું. એક સમે પોતે રાજન, નીકળ્યા મિજબાનીએ વન; ભુપ બેઠા વાડીમાં જઇ ખાનપાન કરે છે સહી; પછી નીકળ્યો મૃગીયા બહાર, સાથી પોતે તેડયા સાર.

સાથી સાથે તેને સહી, શીકાર રમવા ઇચ્છા થઇ; મરઘ દીઠું એક વનમોઝાર, સાંધ્યું બાણ મુકયો તેબાર. જાણે ઘાયલ કરૂં આવે લાગ, નાસે હરણ તે અથાગ; પુઠે તે મુકયો તોખાર, નાસે વન ફેરી મોઝાર. સહુ પછવાડે રહ્યા, રાજા હરણ પુઠે ગયા સાત જોજન તે નાકું બાણ, તે હરણના લીધા પ્રાણ; અસ્વ શાખ્યો ઉભો તે ઠામ, થઇ ગયું રાજાનું કામ. પુત્ર પાંચમો તાજલમુલ નામ, જેણે નીજર તજાવ્યું ગામ; મુખ જોયે અંધજ થાય, જાણી કહાડયા જંગલ માંય. એક દીવસ પ્રધાનજ સહી, શાસ્ત્રનાં વચન કુંવરને કહી; તેથી કરોધ ચડાવી કરી, આવ્યો સુત વન ભમતો ફરી. તેના જોગ આવીને મળ્યા, લખ્યા લેખ ટાળ્યા નહી ટળ્યા. દીઠો આવતો રાજકુમાર, જાણે બીજો ઈંદ્ર અવતાર; ધન્ય ધન્ય એ જનુની તન, જેના કુખથી થયું રતન; દ્રષ્ટ ભરી જોયો જેટલે, રાજા અંધ થયો તેટલે.

ઉદ્યમથી ભુખ, દેશ પરદેશ જવાથી શત્રુનો ભેદ ઓષધથી રોગ અને પુન્યથી પાપ ટળે છે. તેમજ જોરાવરને શરણ જાઓ કે મેરૂ ઉપર કે પર્વતની ગુફામાં બેસો યા દેશપરદેશ જાઓ, પાતાળમાં જાઓ, આકાશમાં જાઓ. શીવ શરણ જાઓ, જંગલમાં ભટકો કે નાના પ્રકારના ઉપાય કરો પણ અવસ્ય સત્ય કરી માનજો કે લખ્યા લેખ ટળતાજ નથી.

**દોહરા**—પુત્ર જાણે કોઇ રાજવી, રાય જાણે રાજકુમાર; દ્રષ્ટે દ્રષ્ટ બેઉની મળી, ત્યાંથી ચાલ્યો અસવાર. ૧ નજર ભરીને નિહાળીયું અંધ થયો અસ્વને સ્થ: લખ્યા લેખ આવી મળ્યા, શાસ્ત્ર ખોટા કેમ થાય. ૨ રાજાએ મન વિચારીયું, એ પુત્ર મારો જાણ; જોશીએ કહ્યું નિશ્ચય થયું, મેં નિશ્ચય કર્યું પ્રમાણ. ૩ શોકાતુર મનમાં થયો, તેને દુઃખ તણો નહી પાર; જાવા મારગ સુજે નહી, વજીર આવ્યો તે ઠાર. ૪ પ્રધાન જે પોતાતણો, અને બુધીબળ જેનું નામ; પુત્રને સોધવા નીસર્યો, આવી પોહોચ્યો તે ઠામ. ૬ રાજન કેમ નથી બોલતા, મેં તમને કરયા પ્રણામ; તમને અડસટે ઓળખ્યા, કયાંથી આવ્યા આ ઠામ. ૭ રાજા કહે શું બોલીએ, અંધ થયા જાણ; રાજકુંવર દીઠો અહીં, તેહ પુત્ર નીરવાણ. કહો કેમ મુકી તમે, અહીં કેમ આવ્યા આજ,

મારી શીખ માની નહી, નડયાં કરમનાં પાપ. ૯ સોકાતુર સરવે થયા, સુણી આવાં વચન; મળી તેડી આવ્યા પુરવીએ, સૈન્યા સહીત રાજન. ૧૦ વાનતા ચાલી પુરવીએ પામ્યા શરીરે દુ:ખ; પાપી પુત્ર પેદા થયો દીઠું તેનું મુખ. ૧૧ ત્રાહે ત્રાહે સઉકો કરે, વરણ અઢારે લોક; નીંદા કરે સહુ પુત્રની, ધરે છે મનમાં શોક. ૧૨ રાજા ચાલી ઘેર ગયા, તેને દુઃખ તણો નહી પાર: સભા બેઠી સહી સરવેએ કરયાં જુહાર. ૧૩ જોશી પંડીતને વેદીયાં, વઇદને વિપ્ર અપાર: આશીરવાદ દીધા સહી સુખ બોલ્યા તે ઠાર. ૧૪ શાસ્ત્ર વચન શીધ થયાં, અંધ થયો હું આંય; પાછાં નેત્ર આવે મુને, એવો છે ઉપાય ૧૫ ત્યારે વિપ્ર સહુ બોલીયાં વઇદ શાસ્ત્રનું કામ; પુછો તેડી ધનવંતરી, તે પુરે મનની હામ. ૧૬

ચોપાઈ—વચન વીપ્રના મનમાં ધરી, વઇદ સભા રાજાએ કરી, મુલક મુલકના હકીમ જેહ; તેડાવ્યા તહીં આણી નેહ ભરી સભા સહુ બેઠા સાથ, રાજા બોલ્યો જોડી હાથ; કયે પ્રકારે પામુ આંખ, શાસ્ત્ર પ્રમાણે પુરો શાખ. મારે ધનવંતરી સહુ તમો, નિશ્ચે કરીને બોલ્યા અમો; એમ કહી નમાવ્યું શીશ ત્યારે વઇદ બોલ્યા દશવીસ, અનેક ઉપાય કરશો રાય તેથી આંખ સારી નવ થાય, લખીત વાત એ નીશ્ચે થઇ, દેખતો કરનારી છે તહીં ગુલાબંકાવળી પુષ્પજ ગાર, તેહ મળે તો થાય કરાર; સાત જન્મનો અંધજ હોય અડકે ફુલ કે નજરે જોય; તે મળે કામજ થાય, બાકી બીજો નથી ઉપાય; એવા વઇદના સુણી વચન હરખ્યું ઘણુ રાજાનુ મન. ખોળ કરાવી અપરંપાર શોધવા મોકલ્યા ઠારે ઠાર જે જે લાવે બંકાવળી બાળ, તે નરને હું કરૂં નીહાલ. અખુટ ભંડાર ભરાનું વાસ, વજીર કરીને રાખું પાસ; સહસ્ત્ર માણસ થયા તઇયાર, શોધવા નીકળ્યા ઠરોઠાર, પહાડ પરવત જોયા બહુ ઠામ, પણ ન મળે બંકાવળી નામ; પુરવ પશ્ચિમ ઉતર દક્ષિણ સહી, કાંઇ જોવામાં બાકી નહી નીરાશ થઇ પાછા આવીયાં કાંઇ ભાળતો નથી લાવીયા, લાચાર થઇ બેઠા સહુ સાથ ત્યારે ઘસ્યા રાજાએ હાથ અરે દઇવ આ તે શું થયું. વઇદ વચન તો મીથ્યા ગયું, કયાં જાવુ હવે શું કરૂં દેહ ત્યાગ કરીને મરૂં; અધમ ધીક અવતાર, લાચાર થઇ બોલ્યો તે ઠાર.

રાજાના દીન વચન સાંભળી, ચારે પુત્રે રાજાને કહ્યું કે અમે બત્રીસ લક્ષણા છીએ માટે બકાવળીને ચતુરાઈથી શોધી લાવી તમારા ગુણુ ઓશીંગણ થઇશું પુત્રનાં વચન શ્રવણ કરી રાજાએ કહ્યું કે-ગોટ તો હું આંધળો થયો, ને વળી તમે જાઓ, એટલે મને શી રીતે ધીરજ રહે, આવાં રાજાના વચનથી કુંવરોએ કહ્યું કે-અમારા વગર આ કાર્ય થાય તેમ નથી માટે અમને રજા આપો તો અમે કામ કરીને તુરત આવશું. કુંવરના વચન શ્રવણ કરી સભાસદોએ કહ્યું કે કુંવર બત્રીશ લક્ષણા છે તેમજ ધીર, વીર, મહા પરાક્રમી બુદ્ધિશાળી અને ગુણના ભંડાર છે, તેથી અવશ્ય તે લાવશે, આવાં સભાસદોનાં વચનથી રાજાએ હિંમતથી પાંચ હાથી, પાંચસો અસ્વાર અને પુષ્કળ દ્રવ્ય આપી, કુંવરોને ગુલબકાવળીના શોધ માટે મોકલ્યા.

ચોપાઇ-તાજલમુલને ખબરજ થઇ. પીતા અંધ થયો મુજને જોઇ; તેની ચરચા મારે જોવી સહી, એ વાતમાં સંદેહ નહી મળ્યાં જંગલમાં મુજને તાત સાચી માની કુંવરે વાત ધીકાર પડ્યો મારે અવતાર મુજ શીર બેઠી મોટી ગાલ, ધીકાર પડ્યું એ ગારૂ રૂપ જઇ પડયો હું મોટે કુપ, શું મુખ લેઇને હુ ને ફરૂ માટે વીખ ખાઇને મરૂં, એ વિચાર કરયો એટલે કાસદ એક આવ્યો તેટલે, તેણે મુખથી વાણી કહી, રાજાના કુંવર આવ્યા છે અહી. બકાવળી લેવા કારણે. ભરતજી નીકળ્યા બારણે; તે મળે તો રૂડુ થાય તો એ દેખે રૂડો રાય એવાં વચન કાસદના સુણી ખુશાલી વાધી મનમાં ઘણી વીચાર કરયો પોતાને મન, હું મળ્યુમુજ બધવ જન જઇ પછી પાર હું લઇને લઉં તે પ્રમાણે હુ પણ જાઉ તોરી ઉપાર થયો અસ્વાર. મરડયો ઘોડો ન લાગી વાર મુકામ કરી રહ્યાતા જ્યાંય, આવી પોહોચ્યો ત્યાંય; થોડા મધે ઘોડો સહી. કોઇએ તેને ઓળખ્યો નહી, એક સઇદ તેના લસ્કર મહી, તેણે પુછ્યું રાજકુંવરને જઇ; કોણછો તમે બાળવેશ, કેમ નીકળ્યા છો પરદેશ. ત્યારે તે નર બોલ્યો બોલ, જાણે રાખી પોતાનો તોલ; પંથી મુસાફર છીએ

અમો, પુછોહો તો સુણજો તમો, નથી ભાઇબંધ સજન સાથ, તમો શરણે આવ્યા ઝાલો હાથ; ત્યારે બોલ્યા સહાયદ સહી, ચીંતા ફીકર કાંઇ કરશો નહી; સુખે રહો અમારી પાસ, લસકર સાનીધ કરજો વાસ.

દોહરો—એમ અરસપરસ વાતો કરે, રહ્યા તેને સાથ; પ્રાત: કાળે તહાં થકી સન્યા સંગાથે જાય. ૧ ઘણા પંથ કાપ્યા સહી, એમ કરતાં આવ્યું એક ગામ; દેશ નંખુ તાણીયા, કીધા સરવેએ મુકામ. ૨ તે નગર તણી શોભા ઘણી, કહેતાં કહી નવ જાય; નવા નવા મહેલ શોભી રહ્યા, દીસે ઘણી શોભાય. ૩ રાજા ત્યાંતો સતવાદીયે, પ્રજા તણો પ્રતીપાળ; દુખ નહી તે દેશમાં, શોભા અપરમપાર. ૪ તારીફ સુણી એવી શહેરની, હરખ્યા સહુ તે ઠાર; ચાર ભાઇ તે ચતુર નર જોવા ગયા તે ગામ. ૫ દરવાજા પોળને બારીઓ, ગલી કુંચીને બજાર; જળહળ જોત ઝળકી રહી, શોભા હારોહાર. ૬ જાતાંજાતાં આવીયા, જ્યાં ભર્યો છે બજાર; ત્યાં એક મહેલ દીઠો સહી, તેની શોભાનો નહી પાર. ૭ઝ્જા ઝરૂખાં રાવટી, સહુ મેના કારી કામ. ચક નાંખ્યો છે જરી તણો, ઈંદ્ર પુરીનું ધામ. ૮ ઢોલ દીઠી એક બારણે, ત્યાં છે સુંદર કામ; ત્યાં સુંદર નાર એક અવનવી, ને ઉંચા બહુ આવાસ. ૯ ચારે ભાઇ મહા ચતુર છે પુછે તેડીને પાસ; આ મહેલ છે કોણ તણો કોણ છે એની જાત. ૧૦ આ ઢોલ મુકયો શા કારણે, એ સહેહ સરખી વાત ૧૧

ચારેનાં વચન સાંભળીને કહ્યું કે-આતો ગુણકાનું ઘર છે. રાજ દ્વારથી વિશેષ શોભા ધરની છે દેવાંગના જેવી રૂપાળી છે. પદમની ચીત્રીણી કે હસ્તિનીને તોતે ગણતી નથી એવી એક મોહિનીરૂપ પૃથ્વી ઉપર લાખી નામે ગુણકા છે તેણે આખા ગામને ઘેલું કરયું છે. જે લાખ રૂપીઆ આપે તે તેનું મુખ જુએ. તેમાં પણ પ્રથમ દ્રવ્યનો ઢગલો કર કર્યો પછી દાંડીયા હાથમાં પકડાય અને એક લાખ રૂપીયાનો નગારા ઉપર એકજ નાદ કરાય એટલે તે નાદથી ગુણકા દાસી સાથે પાન મોકલે છે. માટે દ્રવ્ય હોય તો નાદ કરો નહીતો મુંગે મોઢે ચાલ્યા જાઓ. આવા દાસીનાં વચનથી તે ચારે રાજપુત્રોએ તુરંત દ્રવ્યના ચાર ઢગલા કરી દાં-ડીયા હાથમાં લઇ ચારેએ સાથે અવાજ કર્યો. આ પ્રમાણે તે ચારે ગુ-

બુકાના ઘરમાં ગયા અને તાજલમુખ લશ્કરમાં રહ્યા.

**દોહરો**—કીધા નાદ ચારે જણે, થયું વિનતાને જાણ; પ્રસન થઇ ઘણું કામની, બોલી મુખે વાણ. ૧ કો નર આવી પોત્યા સહી, દાસી દે જઇ માન; તેડી લાવોજ આગળે. આપો ફોફળ પાન. ૨ એવાં વચન દાસી સુણી, ઉતરી તેની વાર; સોળ સજ્યા છે શોભતા, તેની શોભાનો નહી પાર. ૩ જુહાર કરવા નીચી વળી, બોલી મુખથી વાણ; ભલે પધાર્યા રાજવી, છોજી ચતુરસુજાણ. ૪ શેઠાણી મારી તેડે સહી, તેણે મોકલ્યાં બીડાં પાનઃ ચતુરને ચતુર મળે, એમ કહીને દીધું માન ૫ તેડી ગઇ તે તારૂણી, ચારે ચતુરસુજાણ; બેઠક મધ્યે લાવી સહી, ત્યાં શોભે ઉગીયો ભાણ. ૬ પાટ પરવાળાં તણી, જડીત હીંડોળા ખાટ; એ વિશ્વકરમાએ રચના રચી, ઘણી શોભા છે ઘાટ. ૭ એક વિનતા દીઠી બેઠી તહીં, તેની શોભાનો નહી પાર; જેવી કાને સુણી હતી. તેવી સુંદર નાર. ૮ મરઘાનેણી કટી કેસરી, શોભે સકલ અવતાર; જાણે વિજળી ઝબકી રહી, વદન કમળ આકાર. ૯ ઘણી ચપળતા નારની, બુધતણી ભંડાર; સોળ વરસની સુંદરી, દેખે છે ચતુર નર ચાર. ૧૦ વીનતા બેઠી ઉભી થઇ, બોલી હાસ વચન; ભલે આવ્યા પૃથ્વીપતી, ઘણું રીઝ્યું ગારૂં મન. ૧૧ **ચોપાઇ**—વીનતા બેઠી ઉભી થઇ, જોતાં ચ ની શુધ નવ રહી; આપી ખુરશી દીધાં માન, તે વીનતાએ આપ્યાં પાન કરે નેત્ર ચપળતા કરી, ચીત ચારેનાં લીધાં હરી; ચારે ચતુરાઇ ભુલી ગયા, જોઇ વીનતાને વ્યાકુળ થયા, વીનતા બોલી મધુરી વાણ; ભલે પધાર્યા ચતુરસુજાણ. કાંઇ આગ્ના અમને દીજીએ, તમે કહો તે અમો કીજીએ; એવાં વચન વીનતાનાં સુણી, ચારે જણે વાણી ભણી. લાખ રૂપીયા લો છો તમો, તે કારણ પુછીએ અમો; ત્યારે વીનતા બોલી વાણ, સુણજો ચારે ચતુરસુજાણ. મારે રમત રમવાના કોડ, પરકું પહેલી નરથી હોડ; ચોસર તણી રમત છે જેહ, રમત રમવા આણી નેહ જો હારૂં નો સરવે દેઉં, દાસ થઇ તેની પાસે રહું. જો નર હારે આ ઠાર, તોતો કહાડી મુકું બહાર; હારે તો દ્રવ્ય મુકીને જાય; જીતે તો મુજ સ્વામી થાય; બત્રીસ

લક્ષણનું છે કામ, મુરખ શું સમજે આ ઠામ. એવાં વચન વીનતાના સુણી, વીમાસણ થઇ ચારેને ઘણી, ગમે તેથી પણ આખર નાર, એને જીતતાં કેટલીવાર. વારા ફરતી રમશે અહી, જે જીતસે તે વરસે સઇ, એવા મનમાં કર્યો વિચાર માંડી બાજી નવ લાગી વાર.

દોહરો—માંડયો પાઠ કંચન તણો, ચતુરંગી સોગટી સાર. વીનતા એ ત્યાં મુકીયા, આ તીને બેડી નાર બીછાડીને શીશ દીપક ધરયો પછે બોલી મુખથી વાણ હવે વારા ફરતી રમો સહી, તમો છો ચતુર સુજાણ ૨ જીતે તેની હું તારૂણી. હારે તેના લેઉં દામ, એમ કહી બેઠી સહી. વીનતા તેણે ઠામ એવાં વચન વીનતાંનાં સુણી, રીસ ચડી અપાર તે મધેથી એક ઉઠીઓ બેઠો સનમુખ નાર, ઘણે ઠેકાણે ફરયા તમો, તે આજ મુકશો માન; એમ કહી પાસા ગ્રહી, નાંખ્યા તેણે ઠામ ૫ સાચવે નજર એક એકની, નાંખ્યા દશ દાવ; ચતુરી ચલાવે ચોગણી;રાખી મનમાં ભાવ ૬ મને તેવી કરે ચાતુંરી પણ પડે છે અવળા દાવ વીનતા જીતી બાજી ગઇ તેને હઇડે હરખ ન માય ૭ એક હાથ બાકી રહ્યા, જો પડે પાસા પોબાર, તો તો જીતી તારૂણી, હારિ રાજકુમાર. ૮

ચોપાઇ—પડયા પોબારને જીતી નાર. રાજકુમાર હારયો તે ઠાર ઉતરી ગયું પછે મુખનું નાર આવ્યા જઇને બેસે બીર બીજો બાંધવ ઉઠયો સહી વીનતા સન્મુખ બેઠો જઇ તેણે પાસા લીધા હાથ, રમવા લાગ્યો વીનતાની સાથ તે પણ હારયો જોતા સહી તેની હોંશ પણ પોંચી નહી ત્યારે ત્રીજો બેઠો વાણ, ઉઠી બોડે. ચતુર સુજાણું મુજને કોઇ જીતી ન જાય નથી સુંઠ ખાધી કોની માય. એમ કહીને પાસા લીધા રમત હતી તે જારી કીધા ઘણી ચતુરી કીધી સાર; તે પણ હારયો ન લાગી વાર ચોથા એ ચતુરાઇ બહુ કરી તે પણ જીતી લીધો સુંદરી ચારે નરનાં ઉતરયાં મન, હળવા પડયા જેમ પીપળી પાન રાંડના જીત્યાં જાશું શોક હસસે પુરના સઘળા લોક એવો મનમાં કરયો વીચાર ફરી રમવા માંડયુ તે ઠાર લાખની પાડીહોડ, સોળ લાખ ભરયા તેઠાર શોળએને લાવેસહી નહીતો

તેની આશાનહી એમ વીચારી પોતાંનેમન રમવાનેબેઠા તે દીન.વાગ ફરતી હારયા ચારેજીતી ગુણકા નવ લાગી વાર હારયા જુગારી બમણું ગમે બુદ્ધિ ભ્રષ્ટથઇ તેસમે, વળી મનમાંકર્યો વીચારવીનતા પ્રત્યેબોલ્યા ચાર હાથી ઘોડા ધનનેમાલ લખીઆપ્યું તેનેતત્કાળહારીયેતો સરવે હાજીએ જીતીયેતો તરૂ લીજીયે એમ કહી રમ્યા તે હાર, તેપણ લીધું જીતિ નાર, કાંઇ હોડ કાહો આહાર નહીતો મહેલથી નાકળો બહાર, સુણીવ ચનને લાગ્યું દખ બોલ્યાચાર જણા મુખ; ફરી રમત રમીએ અમો કરીએ હોડ તે સુણજો તમો જોહારીએ તો થઇએ ગુલામ નહી તો તને કરીએ એ ઠામ સમ કહીને રમી તહી વીનતા તેપણ જીતી ગઈ; ઝંખા થઇને બેઠા તહીં પછી તાએ બાણી કહી,

રાજાના ચારે પુત્ર હાથી ઘોડા ધન અને માલ-આદી સર્વ હારી ગુલામખત લખી આપી ત્યાં કેદ થયાની વાત લસકરમાં પહોંચતાં સર્વે નારાજ થયા અને લશકરતો ત્યાંથી નાશી ગયું અને એકલો તાજલમુખ રહ્યો તે મનમાં મહાખેદ પામી વિચારવા લાગ્યો કે-હવે શુ કરવું ? ચારે ભાઇઓએ નામબોળ્યું કુળનેએબ લગાડી. કે ગુલબંકાવળીને લાવતાં તો પોતે ગુલામ થયા આ પ્રમાણે મનમાં વિચાર કરી નીશ્ચય કરયો કે ઈશ્વર પ્રતાપે ગુણકાનો પરાજય કરી મારા ભાઇઓને છોડાવું જોકે કરતા હરતા તો ઇશ્વર છે મારાથી તો કાંઇ થવાનું નથી આવો વીચાર કરી શહેરમાંઆવી ફરતોફરતો એક અમીરના ઘર પાસે આવ્યો તો ત્યાંના નોકરે તેને મા આપી પુછ્યું કે કયાંના રહેવાસી છો? આવા નોકરના પ્રશ્નથી રાજકુંવર કહ્યું કે, હું મુસાફર છુ આ મેહેલ કોનો છે? નોકરે કહ્યું કે.આ એક અમીરનું ઘર છે. તે મહા પૈસાવાળો તેમ ચતુર છે નોકરનાં વચનથી રાજકુવરે કહ્યું કે,—અમીરને જઇ કહો કે એક મુસાફર આવેલ તે તમને મળવા માગે છે.

ચોપાઇ—એવાં વચન દરવાને સુણી, ગયો ત્યાં અમીરની ભણી સનમુખ રહીને કરી સલામ, પછી અરજકરી તે ઠામ,મુસાફર એક આવ્યો

કાર, તેનું રૂપછે અપરમપાર; બત્રીસ લક્ષણો છે જાત, તેણે એક કહાવી છે વાત; અમીર સાથે મળવું છે સહી. એવી તેણે વાણી કહી. એવાં દરવાનનાં સુણી વચન, હરખ્યું તે અમીરનું મન. તેડી લાવો મારી પાસ, મોકલ્યો તરત તેડવા દાસ; આવ્યો શેતક તેની વાર, કરજોડી કર્યો જુહાર; અમીર અમારા તેડે ત્યાંય, બેઠા રંગ મેડીને ગાંય; માટે ચાલો અમારી સાથ, એમ કહીને જોડયા હાથ. સભા ભરી બેઠા છે જ્યાંય, રાજકુંવર જઈ પોહ્યો ત્યાય; રાજ રીતથી કર્યો જુહાર, અમીર રીઝયો અપરંપાર; મુખ શોભે જાણે ઉગ્યો સુર, એવું રાજકુંવરનું નુર; ઘણી શોભા ને રૂપ વિશાળ, તે જોઈને ઉપન્યું વ્હાલ; પાસે બેસાડી દીધું માન, મુકયાં આગળ ફેળફળ પાન; ક્યાંથી આવ્યા ને ક્યાં રહો, કામકાજ અમ સરખું કહો; બાળપણામાં જોબનવેશ, કેમ નીકળ્યા આવ્યા પરદેશ; રાજકુંવર મુખે બોલ્યો બોલ, જાણે જીભ્યા અમરતની તોલ; પુરવદેશ વસું છું અમો, પુછેલો તે સુણજો તમો; જાણે ક્ષત્રી કેરા તન, નથી માત પીતાને સજ્જન ઉપ્રુ આભ નીચે ધરતી સહી, એ વીના બીજું કોઈ નહી; ઉમેદવાર ચાકરીના જાણ જ્યાં અંજળ ત્યા રહેવું નીરવાણ જેફરમાવો તે કરવું કામ, બત્રીશલક્ષણ મારૂ નામ એવાં વચન અમીરે સુણી, ખુશાલી વાધી મનમાં ઘણી: મુજ પાસે તમે સુખે રહો. મનગમે તે મુસારો લહો: ખાવ પીઓને મોજે કરો, શહેર બજારમાં સુખે ફરો.

**દોહરા**—એકાંત જગા આપી સહી, ત્યાં ઉતર્યો રાજકુમાર, ભોજન કરે મન ભાવતાં, જઈ બેસે દરબાર. ૧ હાશવીનોદને ચાતુરી, કરે રાગને સંગ: ચતુરાઈ ચલાવે ચોગણી, જઈ અમીર સંગ: સેતરંજ ગંજીફા સોગટાં, રમે અમીરની પાસ; એકઘડી વીલો મુકે નહી, તેને દીઠે મનડું હુલાસ ૩ પાછલો દીવસ ઘડી એક રહે તે વખત નીસરે બાહાર; બજારમાં ફરીફરી, ઘેર આવે રાજકુમાર: એમ કરતાં દીન વીત્યા બહુ, કીધો મન વીચાર. આમ બેસી રહે સીધી નહી, અમીરના ઘર મેજાર. ૫ એક સમે બોલ્યો સહી, અમીર પ્રત તે વાત; સોદાગર એક મીત્રથી, પ્રીત

ધણી મુજભ્રાત. ૬ બગે ઘડી જતવા તણી, મારા મનની હામ; હુકમ હોય જો તમતણો. તો જાઉં તે મુકામ. ૭ અમીર કહે સુખે પરવરો એ વાત મુજ મન; ઝાઝીવાર કરશો નહી, એમ મુખ બોલ્યા વચન. ૮ વાર કહીને નીસર્યો, ફરે તે નગર માંય; ચોપાટ રમે છે ચતુર નર; જઇને તેને ત્યાંય ૯ માન દીધું સરવે મળી, પુછેછે સમાચાર; ઘટે તે દેવો ઉતર દહીઓ, સહુ હરખ્યા અપરંપાર. ૧૦ ચાર ઘડી બેઠો સહી, જોયો સઘળો ખ્યાલ; જુહાર કીધો સરવને, ઉઠયો પે તે તતકાળ. ૧૧ ચતુરનર બોલ્યો સહી, આવજો નીત આ ઠામ: આ મુકામ છે તમતણો, એમ કહી કરી સલામ. ૧૨ પાછો આવ્યો મુકામ તે, કરવા ભાવતાં ભોજન; પછી અમીરને રીઝવ્યો, એટલે આથમ્યો દન. ૧૩ રજની વીતી રંગમાં. ઉદે થયો અસ્વાર; ત્રણ પહોર કરી ચાકરી. ગયો મીત્રને દવાર ચોસરનીખીલુ રમે, ભલા ખેલાડી સાથ; માગ્યા દાવ લાવેસહી એવાએનાહાથ.

ઘણા ઘણા માણસો આવેછે પણ સર્વનો ગર્વનો ભંગ કરે છે તેને કોઇ જીતતું નથી એવો ખેલાડી છે આ ઉપરથી તાજલમુખે તે રમત બરાબર હાથ કરી વીચાર કર્યો કે હવે ગુણકાને ઘેર જઇ તે ગુણકા ક્યા પ્રકારે જીતેછે. તેભેદ જાણું તો મારૂં કાર્ય થાય આ પ્રમાણે વીચારકરી ગુણકાને ઘેર ગયો તો તુરત તેની એક ઘરડી દાસી કે જે અતી વૃદ્ધ છતાં લાકડી હાથમાં ઝાલેલી છે પણ જાણે મદમાતી સુંદરી ચાલતી હોય તેમ ચાલતી બહાર આવી; આ ડોશી વૃદ્ધ છે તેનાથી ચલાતું નથી તેનું કોઇ સગુવહાલું છે કે નહિ ? આવાં કુંવરનાં વચનથી તે માણસ હસીને બોલ્યોકે આ લાખી ગુણકાનું ઘર છે એના ઘરમાં પુષ્કળ નાણું છે તે સર્વ દ્રવ્ય આ ડોશીના હાથમાં છે આ ડોશીને પુછીને ગુણકા સર્વ કામ કરે છે આ રાંડને દયા જરા નથી તેથી જેવાં કામ કરે છે તેવાં ફળ ભોગવે છે આવાં તે માણસનાં વચન સાંભળી તે તો તુરત તે માણસને સલામ કરી ત્યાંથી એકદમ આગળ ચાલી ડોશીની પાસે આવી તેના ચરણમાં માથું નમાવ્યું અને પગ ચાંપી રોવા માં

૨૧૫૮



હતાં ડોશીતો આશ્ચર્ય પામી કહેવા લાગી કે—તમો કોણછો શા માટે રૂદન કરેછે ડોસીએ કહ્યું કે—મારા પગ તેં આજ ચાંપ્યા તેથી તું મારો પુત્ર છે તારી નાત શી છે ? તારૂ નામ શું છે ? કયાંથી તું અહિં આવ્યો ? ડોશીના આ પ્રશ્નથી પોતાની સઘળી વાત કહી ડોશી તેની વાતથી રાજી થઇ તેને પોતાની સાથે લઇ ગઇ. માથે હાથ ફેરવી કહ્યું કે મારી સાથે સુખીથી રહો એમ કહી ખવરાવ્યુ ત્યારપછી કુંવરે કહ્યું કે—મા તાજી હું પ્રધાનને ત્યાં નોકરી માટે જાઉ છું ત્યારે ડોશીએ કહ્યું કે—પુત્ર વળી કાલેપણ આવજે એટલે તે ડોશીપાસેથી જઇઅમીરને ત્યાં કામ પણ કરે અને ડોશી પાસે પણ જઇને બેસે મને કહે કે માતાજી હું તમારો પુત્ર છું મને કેમ બતાવો, અને તમારા વગર બીજાનો આશ્રય નથી એમ મધુર મધુર બોલે તેથી ડોશી રાજી થાય અને જો તે એક ઘડી કોઇ દીવસ મોડો જાયતો ડોશી અનાજ પણ ખાય નહિ આવી ડોશીને વશ કરી એક દિવસ ડોશી પાસે પચાસ મોહરો મુકી કહ્યું કે અમીરે જે પગાર આપ્યો તે આ તમને આપું છું કારણ કે તમને ખર્ચ કરવા જોઇએ તે માટે લાવ્યો છુ એટલે તો ડોશી બોલી કે મારે કેટલા કાળ જીવવું છે ? મારૂં ધન છે તે કોનું છે ? મારી પાસે ઘણું ધન છે તે તમારૂ છે જે જોઇએ તે લ્યો એટલે કુંવરે કહ્યું કે, તમે મારાં મુરબ્બી છો જે જોઇશે તે લઇશ પણ હુ જે તમારો દીકરો આ દ્રવ્ય લાવ્યો છું તે તમે સાચવો. આવી તેની મીઠી વાણીથી ડોશી બહુ રાજી થઇ. સાપને ગરૂડી જેમ વશ થાય તેમ ડોશી પુત્રથી રાજી થતી હતી આ પ્રમાણે ઘણા દિવસ જતાં રાજપુત્રે નીચે પ્રમાણે પુરૂષ ચરિત્ર કરયાં

દોહરા—એક સમે ત્યાં બેઉ જણાં. એકલા વનમોઝાર; ત્યાં એક કૂપ દીઠો સહી, તેમાં જળતણો નહી પાર. અરૂ જળમધે હું પડું તું જાણજે મારી માત; પાછા પગ અહીં નહીં ધરૂં તું નીસ્ચે જાણજે

વાત ડોશી ઘણું મન કળકળી. ભાઇ એમ બોલીઓ બોલ;પુત્ર કહે કરતક કરશો, ખરી વાત તું બોલ ત્યારે ડોશી મન રીઝી ઘણું આનંદ ફેલીયો અંગ; કરવા લાગી વારતા, તે ચતુર નરને સંગ પુત્ર જેમાએ સહી, તે આપુ તને દામ;તું પઢીશ ત્યારે મરીશ, શું સરશે એમાં કામ; પુત્ર કહે માતાજી સુણો, તમે આપો ધન અપાર; એક વાતનો સંદેહ છે મુને. જાણજો આ વાર તમ વીના ભાગનાર નહી. મારા મનની ભ્રાંત ત્રીજુ માણસ સાથે નથી, બેઠા છીએ એકાંત ડોશી કહે સુણ દીકરા, શું સંદેહ તુજ મન; તે ભાગુ આણી ઘડી વળી લો ધન એમ કહીને વચનજ આપ્યું,,સંદેહ ભાગુ આ ઠામ; રાખી વાત કરૂં અમે, તે વાતે સાક્ષી શ્રી રામ ત્યારે તે નર બોલીયો, સાંભળ મારી વાત લાખો સરવેને જીતે, ભાગો મનની ભ્રાંત ભલા ભલા હારીયા. કોઇયે ન જીતી નાર; કોઇ જીતી શકતું નથી એ સંદેહ મન અપાર કરોડપતીને ફકીર કરયા, રાખે ઘણો એક તોર; કોણ ઈંદ્રિની ઉપાસના, કોણ તરૂણી શીર જોર. નથી દ્રવ્ય મારી કને મને, નથી રમવાનુ મન; સહેજ વાત પુછુ અમો, એમ બોલીયો મુખથી બોલ.

ચોપાઇ—ત્યારે ડોશી બોલી બોલ, સાંભળ દીકરા એનું તોલ. એ વાત વીસ્તારૂં અમો, કોઇ આગળ નવ કહેશો તમો કદાપી જશે બીજે કાન, તો વાતે ઉતરશે માન. કહેશે ઘર મારયું ઘરની થઇ એટલે એવુ મુજને છે સહી, પુત્ર કહે પ્રતીજ્ઞા કરૂ, બ્રહ્મહત્યાદીક પાતીક ધરૂં. હું કહાડી કોઇ આગળ વાત, તો કોટી ગૌહત્યાદીક પાપ એવી પ્રતિજ્ઞા કરી જ્યાં, ત્યારે બોલી ડોશી ત્યાં. લાખી પાસે કાંઇ વીઘા નથી ઇશ ભાગે સરાથી. પાસા છે વીનતાને હાથ, ભરે છે સરવે સાથે બાથ બીજો એક કરે છે ઉપાય, તેથી નર સહુ હારી જાય એક બીલાડી પાળે છે નાર. તેને કેળવી અપરમપાર દીપક તેને માથે ધરે પછી રમત તે જારી કરે નવ હાલે નવ ચાલે મંજાર, ઠરી ઠામ બેસે તે ઠાર. બીજા ઉંદર પાળે છે જાણ, ઘણા કેળવ્યા નીરવાણુ બીલાડી પાસે સહી, મુખ આગળ પણ ખાએ નહીં. ઉંદર બીલાડીનો ત્યાંતો મેલ ગુણકા નરશુ માંડે ખેલ; મન ગમતા દાવ જોઇએ જેહ, બીલાડી

સામું જુવે તેહ. ગરદન ફેરવે તેની વાર, દીપક આંખો પડે તે ઠાર; ઊંદર પાસા ફેરવે સહી, તે પ્રકારે જીતે નહી. બીજી વીદયા પાશે નથી, સત કરી માનો સરવથી; રાજકુંવર ત્યારે રીઝીઓ મન. માતાજી એ સત વચન: સંદેહ મન તણો ભાગીઓ સહી, ડોશીને પગે લાગ્યો તહીં, ગયો પોતાને કામ તત્કાળ, ડોશીને ઘણું ઉપન્યું વહાલ: આપી જવેર હીરાની માળ, ત્યાંતો કુંવર થયો નીહાલ: કરે ચતુરાઈતણો વીચાર, લાક્ષું લ્યને નીકળ્યા બહાર; બજારે થઈને જાય. દીઠો વાઘરી ઉભો ત્યાંય; એક નોળીઆનું બચ્ચું સાર, વેચવા ઉભો ભરે બજાર; એથી જીતવાનો તે નાર એવો મનમાં કર્યો વીચાર; માટે લઉં તેને હું અહીં, આપી મુલને લીધો સહી: બાંહય ગયે ઘાલ્યો તેણી વાર, તેને કેળવ્યો અપરંપાર.

દોહરો—સોગટી મારે હાથની, કે ચડપ નીકળે બહાર; મુખકને એક ને પકડે સહી, સાન કરતા વાર ૧ ઢેગડી મારે હાથની, ત્યારે જઇ કરે શીકાર: એ રીતે તેને કેળવ્યો, દીન થયા દસબાર. ૨ પછી સલામ જઈને કરી, અમીર કેરી પાસ; જમવાને મુજ તેડીઓ, માટે રજા આપો જાય. ૩ મીત્ર હમારે એક છે, તે તણું લગ્ન: બીજો સવાલ મુજ તણો, તે કહું છું મુખ વચન: લગ્ને જાવું છે માહરે, તેની ચિંતા મુજને થાય; કીરપામુજ ઊપર કરો, તો લગ્ને મુજથી જવાય; એવાં વચન અમીરે સુણી, આપ્યાં વસ્ત્ર અપાર; આભુષણ ઘણાં શોભતાં, કહેતાં ન આવે પાર. ૬ અમુલ્ય સીરપેચ આપીઓ, જેને જરીના તાર; શાલ જોડો સવાલાખનો, રતનજડીત એક હાર. ૭ પગના તોડા સોનાતણા, કોટમાં મોતીનો હાર, કડાં સાંકળાં કંઠીઓ, પહેર્યા એવા શણગાર. ૮ પ્રતીબીંબ બીજું પ્રગટ્યું, જાણે ઝળહળ જોત; જાણે કામદેવ પ્રગટથયો, અને શોભે ઉદયોત. ૯ અમીર જોઇને રીઝીયો આપ્યોએક તોખાર; અશ્વ બેશીને પરવર્યા, મીત્રતણે દરબાર. ૧૦ વચનઅમીરના શુણી, કુંવરેકરયો જુહાર, અશ્વ બેસીને પરવરયો તે ગયો ગુણકાને દ્વાર. ૧૧

રાજા ત્યાંથી લાખીને ઘેર ગયો, જાણે બીજો સુર્ય ઉગ્યો હોય, એવો તેજસ્વી તેને જોઇ દરવાન પણ રોકી શકયો નહી પોતે તે એકદમે ઘરમાં

જઇ મેડીએ ચડ્યો તો ગુણકાને દીઠી. પણ ગુણકા તો તેને જોતાંજ નિસ્તેજ થઇ ગઇ શુધબુધ પણ રહી નહી. કામણગારૂં તેનું મુખ જોઇ ગુણકા સુખ પામીને મનમાં વીચારવા લાગી કે—આતો ઇંદ્રનો અવતારજ છે ! કે શું ? માણસ પણ કંઇ સાથે નથી. ગુણકા તો તેને આસન આપી સન્મુખ ઉભી હસીને બોલી કે—તમારો દેશ કયો છે ? તમે શા હેતુથી મારે ત્યાં પધાર્યા છો ? આવાં ગુણકાનાં વચનથી કુંવરે કહ્યું કે હું ચતુરસુજાણ સ્ત્રી સાંભળ હું મુસાફર છું અમીરને ત્યાં ઉતર્યો છું ત્યાં સાંભળ્યું કે લાખી ગુણકા મહા ચુતર છે રમત સારી રમે છે જે તેને ત્યાં રમત રમવા જાય છે તે હારી જાય છે આ સાંભળી હું તારા સાથે રમત રમવાને તારે ઘેર આવ્યો છું આવાં તેનાં મધુર વચન સાંભળી ગુણકાએ ખાનપાનાદીક કરાવીને કહ્યું કે મારો એવો નીયમ છે કે જે રમવા આવે તે લાખ રૂપીયા લાવે અને તે લાખ રૂપીયાનો ઢગલો કર્યા પછી મેડી ઉપરજ બેસાય, હું હારૂં તો દાસી થઇને રહું અને જો જીતું તો લાખ રૂપીયા લઉં માટે જો તમારી ઇચ્છા હોય તો રમત રમીએ પણ મારૂં વચન મીથ્યા થાય તેમ નથી.

દોહરા—એવાં વચન વીનતાનાં સુણી, બોલ્યા રાજકુમાર: અહંકાર રાખે અતીઘણો, તને કોણ વરશે આ ઠાર; ઘણાં સાથે જીતી સહી, તોય ન સરીયું કાજ; પરમેશ્વરના પ્રતાપથી, જીતું હુ તો આજ. ઘણા જીતીયા પણ કઠણ છે આજનું કામ; ચતુરાઇ કરજે ચોગણી, જેમ પોચે મનની હામ. મુદ્રીકા આપી કરતણી, સવા લાખનું માંહી નગ; વીનતાની આગળ ધરી, આણંદ આણી અંગ; જોઇ વીંટી અમુલની, હરખી મનમાં તે ઠાર: માંડી બાજી તેને સમે, રાજકુંવરને નાર; બીલાડી દીપકધર્યો, ત્યારે ચમક્યો પોતે મન. નીશાની સાચી મળી ડોશીનાં સતવચન. મુખકને દીઠો સહી, થયો તહા અજાણ; રમત તે જારી કરીલીધા પાસા પાણ. જાણી જોઇને હારીયો દેખે અવળા દાવ: હદ કરી કહી પોતાતણી, જીતી ત્યાં ગુણકાજ. ૮ પોબાર આવી રહી, બાજી ત્યાં તેણીવાર; આવે પોબાર વીનતાતણા, હારે રાજકુમાર. એવું મન વીચારીયું, બીલાડી સામું તેમ; ત્યારે મસ્તક તેણે ફેરવ્યું, વીનતાની પહોંચી હામ. ૧૦ દીપક હેઠો ખસ્યો થયો, નાંખ્યા પાસા તે નાર; ઉંદરે, પાસા ફેરવ્યા

પોબાર કર્યો તે વાર. ૧૧ છત્યાને જસ વાધીયો. હારયા નમે ચતુર સુજાણ ચતુરાઇ ચોગણી ગણવી, એમ બોલી વીનતા વાણ.

ચોપાઇ—એવાં વીનતાના સુણી વચન, બીજી રમત માંડી રાજન હ જીતમાં મુકયો હાર, રમવા લાગ્યા નરને નાર. ધીરવીર બેઠો તે ઠામ નાંખે પાસા મુખે લે નામ બત્રીસલક્ષણુ જે નર કહેવાય; કોઇનો ગાં જ્યો તે નવ જાય, ભલા નર મુકે મામ, કાણુ માત્ર એ વીનતાં નામ એક હાથ ખાલી નવ જાય, જેવા માગે તેવા પડે દાવ;. ઘણી ચતુરાઈ વીનતા કરે, પણ એક વાતે અરથ ન સરે; વીનતા પામવા લાગીહાર દીપક સામુ જોયું તે ઠાર, કુંવરે પાસા નાંખ્યા જેટલે, મંજરીએ શીર ફેરવ્યું તેટલે ચડપ ઉંદર નીસરીઓ સહી, પાસો અવળો કીધો લઇ, કુ વરે શોગટી મારી તેણીવાર તરત નાકળ્યો નોળીઓ બહાર. ઉંદર તણું પકડી કોટ, નાઠી બીલાડી મેહેલી દોટ સાતમે ઘેર જઇને ઠરી, રમતભંગ તે વેળા કરી રાજકુંવરને ચડી છે રીસ કરી બોલીઓ તે દીસ, તારી અ કલમાં ઉંડી વાટ કંચન તણાં તે મુકયા પાટ, નારી બુધી પગની પાની યે રાંડ જાતને અકલ કસી ઘરમાં દીવી સરખી નથી, બીલાડી શીર દીપક સરવથી, મુકો ઝવેર હીરાને લલ, થાય અજવાળુ ઝાકઝમાળ ની- શ્ચે આવો મારી પાસ આજ કરવાનો તુજને દાસ. જાણી જોઇને હારયાનુ જ સાથ હવે તો ઘસવા પડશે હાથ, એમ કહી એક કહાડી મણી જાણેશોભ એક પ્રતીબીંબતણી, બાગ્યું વીનતા કેરૂં જોરપડી ખસીઆણી તેનેઠારહયડે દુખને મોડે હશી, એ વાતમાંચીંતાં કશી હવડાહોડ હારીને જશો; જશે મા લને દુખીઆ થશો મુજઆગળ કંઇકહારી ગયા, તે નરતો ઠેકાણે ન થયા એની ગતી તમારી સહી, શો ઉદ્યમ હવે કરશે અહીં ગે બાલા રાજા દીઠા રાજન, તે સઉ હારી ગયા મહાજન કોઇની ગાંજી હું નવ ગઇ, અથાગ નર આવ્યાંતા અહીં તમેબાગ્યો મારો અહંકાર સાતેરલાખ છત્યા આ વાર માટે આજ રમવાને કોડ,પાડશી અંજતગણુ હોડશીતેરલાખ જીતુતો લઉં, હરૂં તો દાશકામન દઉં, એમ કહી બાજી ધરી, રમત હતી તે જા રોકરીઘણી ચતુરાઇકરેનેનાર, છત્યાઆછરાજકુમાર, ઉતરી ગયુંવીનતાનું સુખ ઘણુતેપામીદુખ. સંદ્યાભમાં બેસેજેમ, વીનતાનું વદન થયું છેતેમ

નીચું જોઇને વીનતા રહી, ત્યારે કુંવરે વાણી કહી, વળી કાંઇ હોય મનમાં કોડ, તોતો પાડો બીજી હોડ. હાર્યો જુવારી બમણું રમે, લાખી મુખ બોલી તે સમે: ધનમાલ મુજ પાસે નથી, એક વાતે રમવું સરવથી; અમીર ઉમરાવ રાજતન, ગુલામ કરી રાખ્યાબોતન; તેની હોડ મારૂ અમો, જીતોતો લઇ જાવ તમો રાજકુંવર હરખ્યા તે ઠાર માંડી બાજી નવ લાગી વાર, પરમારથનું કરવુ પુન્ય. છોડાવું રાજકુંવરનાતન; પ્રભુલાજ રાખજો મહારી એમ કહીને રમત જારી કરી, તે બ જી જી લીયો રાજન. બીજુ હોય તો ફરમાવો. કાજ, લેશ માત્ર ન રાખશો લાજ નીચું જોઇ વીનતા રહી ગદગદ કંઠે વાણી કહી સરવે વસ્તુ હારીઆ. ઠામ, કશાર સરખું ન રહયું નામ. નશીબો હું આગળ કરૂ મારી કાયા હું હોડમાં ધરૂં, જો જીતું તો સરવે લઉ હારૂં તો દાસી થઇ રહુ તે પણ કબુલ કરયું સાર માંડી બાજી નવ લાગી વાર; રાજકુંવર ભાગ્યશાળી સહી, તેપણ બાજી જીત્યો તહીં.

ગુણકા હારવાથી જીતનાં વાજા વગડાવ્યાં અને તે વાતશહેરની ગલી કુચીએ સર્વના જાણુવામાં આવતા ગુણકા હાથજોડીને કહેવા લાગી કે હુંતો આપની દાસીછું જે કહોતે કરૂં. આપ મને જીત્યાછો એમ કહી દ્રવ્યનો ભંડાર વીગેરેની કુચી તેમના પાસે મુકીને પુછયુંકે તમારૂં ગામ કયુ? તમારા બાપનું નામ શું. હે સુર્યસમાન તેજવાળાંઆપના માતુશ્રીનું નામ શું છે તમે બ્રહ્મા વિષ્ણુ કે રૂદ્ર એ ત્રણદેવમાંથા કોઇ મનુષ્યરૂપે ધારણ કરીને મારો ગર્વ ગંજન કરવાં તોપધારયા નથી, આપમારી શંકાને દુર કરો હું પતીવ્રત ધર્મ પાળી આપનીપાસે રહી શેવા કરૂ મને આજ સુધીમાં કોઇ પણ પુરૂષનો સ્પર્શ થયો નથી એ વાતમાં સુંનારાયણ સાક્ષીછે મારા મનમાં ધારણા હતીકે. મને જીતે તે મારો પતી થાય ઇચ્છા પુર્ણ થઈ છે મારા ભાગ્યનો પાર નથી, આ વાતમાં હું અસત્ય બોલતી હોઉ તો મને બ્રહ્મ હત્યા

છે માટે આપ, સત્ય વાર્તા કહી મારા મનના કોડ પુર્ણ કરો. આ વાતમાં જો તમે જુદું કાંઇ પણ કહો તો મારા સોગન છે.

ચોપાઇ—એવાં વચન વીનતાનાં સુણી, રાજકુંવરે વાણી ભણી: મારી વીતકની કહુંછું વાત, સાંભળજે તું ચીત સંગાત જે પોતાને પડયું દુઃખ, તે સરવે માંડી કહયું મુખ; એક મોટી ગનમાં આશ, જશું બંકાવળીની પાસ. ત્યારે ગુણકા બોલી વાણ, સાંભળ રાજા ચતુરસુજાણ; બંકાવળી નામે પરી છે સાર, તેના શોભાનો નહી પાર; તેના વાડીમાં ફુલ છે સહી, તેની શોભાનો પારજ નહી; સહસ્ર પરી તેની રક્ષા કરે, રાત દીવસ તેની પાછળ ફરે; લક્ષ રાક્ષસ વળી છે રખવાળ, જે વીકરાળ સરખા કાળ; ફરતો કોટ છે તેને સહી, તે મધ્ય વાડી છે તહી; એક ઝાડને એકજ ફુલ, શોભા તેની દીપક અતુલ; પૃથ્વીમાં ચોકી નાગ પ્રમાણ, ઉપર જક્ષાણી રહીર જાણ; મધ્યે ચોકી પરી તણી, તેની શોભા સી કહું ઘણી. ચંદ્ર સુરજ નવ દેખે મુખ, ગુલબકાવળી પામે છે સુખ; વીકટ વાટ છે તે સરવથી કોઇથી જવાતું નથી; કોણ માત માનવીની કાય, દેવ દાનવથી નવ જવાય; માટે તમને જવાનું નામ, મારા મનની પુરો હામ; એવાં વચન વીનતાનાં સુણી, રાજકુંવરે વાણી ભણી; જીવ ગયે ન મુકું નામ, હુંતો જવાનો એને ઠામ; કાળા માથાનો માનવી સહી, તેને કોઇ જીતી જાયે નહી; સુણી જેટલાં તેનાં હાડ, ઢળી પાડે મોટો પહાડ; બુધી માણસ જેવી આ જનમાં નથી, નીશ્ચે માનજો સરવથી; માટે ત્યાં જવાનો નાર, નવ જવાયતો ધીક અવતાર; તમો નામ ઠામ બતાવો બાળ, તો લેઇને આવું તત્કાળ; કેદી લોક હતા જેટલા, મુકી મેં દીધા તેટલા; અમીર ઉમરાવ જે કુમાર, તે સરવેને કહાડયા બહાર: વસ્ત્ર આભુષણ આપી સાર, વીદાય કર્યાં તેને તે વાર; હરતાં કરયાં સરવનાં મુખ, ઘણાં દોહલાં ટાલ્યાં દુઃખ; ઘણી આશીષ દીધી છે સાક્ષાત, તે ઉપર એક કહું છું દ્રષ્ટાંત.

એક બાલબચ્ચાંવાળો બ્રાહ્મણ હતો કે જેને પેટ પુરતું ખાવાને પણ મળવું નહોતું તે બ્રાહ્મણના પુત્રને જનોઇ દેવાના તથા કન્યાદાન દેવાના વીચારમાં તેની પાસે દ્રવ્ય ના હોવાથી દુખી ગયો હતો પરદેશ જઇ કોઇ રાજા પાસે યાચના કરૂં તો ઠીક નહી તો મારી લાજ

પાન, કોઇ ડાલી છેદન કરે તું સાચે સાચી માન. ૪ ગુણ પછાડે અવગુણ સહી એમાં શો સંદેહ; લખ્યા લેખ મટે નહી, તે ભોગવ તારી દેહ. ૫ એવાં વચન વડનાં સુણી બ્રાહ્મણ થયો મન ભંગ, સારદુલ હતો તે સજ થયો, આનંદ પામ્યો અંગ. ૬ સાચી વાત મારી મળી, બ્રાહ્મણ બોલ્યો, નહી માનુ એ વાત; બીજાને પુછો જઇ પછી કરજો મારી ઘાત. ૮ વણ ઇનસાફે મારે મુને, તે હત્યા બેસે તુજ; શારદુલ કહે વળી વેઠશું સુખે દુખે ભુખ. ૯

ત્યારે બીજાને પુછવાનો નીશ્ચય કરીને ચાલ્યા તે એક સરોવર કાંઠે જઇ ઉભા એટલે બ્રાહ્મણે કહ્યું કે અમારા દુખીયાના ભેદને ભાંગો આવા શબ્દ સાંભળી સરોવરને વાચા થઇ કે શું તમોને દુખ છે સરોવરનાં વચન સાંભળી બ્રાહ્મણે સર્વ વાત કહી દેખાડતાં સરોવર નીચે પ્રમાણે બોલ્યું.

ચોપાઇ—સરોવર કહે વીપ્રને સાંભળ મારી વાણ; ભવીષ્ય તે માટે નહી, જે કરમે લખ્યું પ્રમાણ ૧ પ્રથમ વાત મારી સુણો; વીતે છે માહારી કાય; તેવી વાતો સુણ્યા થકી, સંદેહ ..નો જાય. ૨ સરોવર સુંદર હું સહી, અમરત સરખું નીર; પીએ જળ આવી કરી શીતળ થાય શરીર. ૩ અન્ન વીના જાય અધ ઘડી જળ વીના ન જાય પળ એક; એવા ગુણ છે માહરા, તમો સાંભળજો વીવેક ૪ ગુણ પછાડે અવગુણ સહી, નીશ્ચય આડો આંક: સુખ દુખ કાયા ભોગવે, તેમાં સારદુલનો શો વાંક. ૫ એવાં વચન તેનાં સુણી, બ્રાહ્મણ પામ્યો દુઃખ; સારદુલ રીઝ્યો અતી ઘણો, બોલ્યો પછે મુખ. ૬ હવે તો ખાઉ તુજને, જુઠો પડ્યો બીજી વાર; સાચી વાત માહારી ચળી. ભક્ષ કરૂં આ વાર. ૭ ત્યારે લાચાર થઇ બ્રાહ્મણ કહે, હું દઉં હજી દ્રષ્ટાંત; હું હાર્યો જીત્યા તમો, તે ભાગી મનની ભ્રાંત. ૮ તે વારે સારદુલ બોલીયો, વળી જુઠો પડીસ આંય; ત્રીજી વાર હું ચુકવાનો નહી, એમ સારદુલે વાણી કહી. ૧૨ વળી આગળ ચાલ્યા સહી એક દીઠું શીયાળ બ્રાહ્મણ વાઘ ઉભા રહ્યા બોલ્યા મુખ તત્કાળ.

શીયાળ પાસે બ્રાહ્મણે સર્વ વાત કહી, એટલે શીયાળે કહ્યું કે—

તમારા બેમાં જુઠો કોણ ને સાચો કોણ તેની પુરી ખાત્રી કર્યા વગર હું ઇનસાફ કેમ ચલાવી શકું તે સ્થળ નજરે જોવું જોઇએ; કારણ કે સારદુલ શી રીતે કેદ હતો ને પાંજરૂં શી રીતે ઉઘાડયું એ જોયા પછી ન્યાય કરૂં આવાં શીયાળનાં વચનથી વાઘને રીસ ચડતાં વાઘે કહયું કે, જડ ને જળ કરતાં તું વધારે ડાહયો કેમ? ચાલ ચાલ તને તે જગ્યા દેખાડું પછી તો ન્યાય આપીશ! એમ કહી અસલ સ્થળે જઇને કહ્યું કે—આ મરૂં રેઠાણ છે, આ પીંજરામાં હું હતો ને બ્રાહ્મણે તે ઉઘાડયું વળી હવે શું કહે છે? આવાં વાઘનાં વચનથી શીયાળે કહ્યું કે-નજરે જોયા વગર મોઢાની વાત હું માનનાર નથી. તમે પાંજરામાં પેસો ને બ્રાહ્મણ ઉઘાડે તે નજરે જોયા પછી ન્યાય કરૂં આવાં શીયાળનાં વચનથી વાઘ તો ક્રોધથી તુરત પાંજરામાં પેઠા એટલે બ્રાહ્મણને કહ્યું કે તમે બારણું બંધ કરો પછી તે કહે એટલે ઉઘાડજો આવાં શીયાળનાં વચનથી બ્રાહ્મણે તે સાંકળ વાશી એટલે શીયાળે કહ્યું કે-જે પ્રમાણે તમે પ્રથમ કહ્યું હતું તેમ કહો, વાઘે કહ્યું કે-હે ભાઇ! કમાડ ઉઘાડીને મને બહાર કાઢે તો હું તને ઉપકાર કરીશ. શીયાળે કહ્યું ગુણ પછવાડે અવગુણ હોય તો કમાડ ઉઘડેજ નહી.

દોહરો—વચન સુણી શીયાળનાં, વાઘને મન પડી ફાળ; દગો કરીને ચાલીયો, હું આણીશ તારો કાળ. ૧ તું શું ખાતોતો મુજને બળ હોય તો નીકળ બહાર; સ્નેહ કરી તને કહાડયો, ધીકધીક તુજ અવતાર ૨ બ્રાહ્મણનો જીવ બચાવીયો, વળી અદલ ચુકાવ્યો ન્યાય; જે કરે તે ભોગવે, મુજ શીર દોષ નહી કહેવાય ૩ નાહક તું સારદુલ થયો, મેં અદલ ચુકાવ્યો ન્યાય, ગુણ પછવાડે અવગુણ સહી, તું ભોગવ તારી કાય ૪ એમ કહી ત્યાંથી ચલીયો, શીયાળ ત્યાંથી જાય; બ્રાહ્મણ પાછો પરવરયો, કેવો ચુકાવ્યો ન્યાય. ૫ જગત જોગ ફોડે કરો, જાઓ તમારે ગામ; વગર વીચાર્યું કરતા રખે, આજ પછી તમે કામ. ૬ આશીશ દીધી શીયાળને, બ્રાહ્મણ પંથ પળાય; ઉપવીત દીધું પુત્રને, વળી પરણાવી કન્યાય. નાહાના ઉપર નવ ભુલવે, નાહાનો શીયાળવો એહ; બુદ્ધીએ જીતીયો વાઘને, કળી ન શકે તેહ. ૮

ચોપાઇ—એવાં વચન વીનતાનાં સુણી, લાચાર થઇને વાણી

ભણી; જાઓ કહેતાં શુભ કુપાય, માટે સીદ્ધ કરી આવો રાય. આ રશો ત્યારે સુખ સહેલ, તમો આવશો ત્યારે રંગની રેલ; આવશો ત્યારે નીકળીશું બાહાર, તે જાણજો તમે નીરધાર. મરવા ઉપર રીજ્યાં અમો, ઉતાવળ કરોની તમો; બાર વરસ સુધી જોશું વાટ, પછી કરીશું દેહની ઘાત; અવર પુરૂષ કરવાની નથી, સત કરી માનજો સરવથી; એમ કહીને નામીયું શીશ, રાજકુંવર ઉઠયો તે દીસ: જોઇ શુકનને પંથે જાય, નગર થકી નીસર્યો બાહાર; લીધું પછી જોગીનુ રૂપ, મુનીઆંખનું પ્રગટ્યું રૂપ; ભસ્મ લેપન કર્યું છે કાય, વજર કછોટો વાળ્યો રાય; શેલી શીંગી ગળામાં સહી, જેરબીટા તુંબડી કરમાં સહી; મનમાં બીતો નથી લગાર, જંગલમાં ચાલ્યો રાજકુમાર; માણસ નામે જંગલમાં નહી, ઝાડને આશરે બેસે જઇ; દુખે સુખે વીતે છે રાત, વળી પંથ ચાલે પ્રભાત; સાત માસ ગયા એમ જાણ, જંગલ આવ્યું એક નીરવાણ; ઘણા ભે છે અનેક જાત, ત્યાં નુકી નવ શકે કોઇ પાસ; કંથેર કાંસકીને ગોખરૂ સહી, તે ઉપરથી ચાલણું તહીં; બીજી વનસપતી બાર અઢાર, ઘટા ઘુમ થઇ ત્યાં સાર; ક્યાં ઉગ્યો ક્યાં આથમ્યો સહી, એવું વન ભયાનક તહીં; અંધકાર નાવ સુઝે ભાણ, પશુ પંખી બહુ મળીયા જાણ; શબ્દ શારદુલ શાયાળના થાય, તે દેખતામાં કંપે રાય; ઘણા શબ્દ મોટા નાકનાળ, નગના શબ્દ નીકળે બાહાર; ક્યાંઈ જળ તણું નહી નામ, કહે સોસ પડ્યો તે ઠામ; ઘણી છે કોમળ બીની કાય, ગોખરૂ કાંટા પેસે પાય; મૃત્યુકાલ જંગલનું ઠામ, કોઇ ધારી શકે નહી હામ; દેવ દાનવથી ન જવાય, કોણ આશરો માનવની કાય; દશ જોજનનું જંગલ જાણ, જે જાય તે છોડે પ્રાણ; તે મધે ચાલ્યો છે વીર, ઘણું દુખ પામ્યો તે શરીર; હીમત પોતે મુકતો નથી, મહા દુખે ચાલ્યો સરવથી; વળી તે મનમાં કરે વીચાર, ચતુરાઇ કરી મેં છતી નાર; એ તો પરમેશ્વરનો ખ્યાલ, પડે માર કે આવે કાળ; લખીત વાત મારી તેહ, એમ કહી ચાલે છે એહ.

શરીર જળાઇ ગયું રૂધીરની ધાર નીકળે છે લમો વીંછીની વેદના થાય છે. મનમાં લહરમાં નરમાઇ જતાં ટૂંકી ઉપર પગ રહેતો

નથી ભુખ અને તરસ પણ પીડે છે. વાઘ આદિના શબ્દથી પણ ડરતાં જંગલમાં ચાલ્યા જતાં સાત દીવસ વહી ગયા દસ યોજનના તે વનથી બહાર નીકળ્યા ત્યારે સુર્યના દરશન થતાં રાજા મનમાં રાજી થયે, અને ત્યાં પર્વત જોતાં ત્યાં પાણી હશે એમ મનમાં ધારી તે પાહાડ પ્રસે આવતાં તે પહાડ નહોતો, એક વીકાળ રાક્ષ હતો તેને જોતાં ચૈતન્ય ઉડી ગયું ને જડ રૂપ થઇ ગયો, પ્રણ પછી જરા ધીરજ ધરી એકજવાર મનુંછે એવે: નિશ્ચય કરી રાક્ષસને નમસ્કાર કર્યા.

ચોપાઇ—નમી કરીને લાગ્યો પાય: ત્યારે રાક્ષસ બોલ્યો કાય ક્યાંથી આવ્યો હામ. નવ આવે માનવનું નામ; દેવ દાનવથી નવ આવાય, તો કોણ માત્ર તું માનવી કહેવાય; માટે આજ જીવનું સારથક થયું. તારી કાયાનો સ્વાદજ લઉં, એવાં રાક્ષસનાં સુણી વચન, રાજકુંવર બોલ્યો તે દંન; એ વાતે હરખ્યું મન, સુખે ખાઓને મારૂ તન. જો તું મારી કાયા ખાય, તો જીવ નીકળી સરગે જાય, પરદુખભંજન મારાજ તમો, વેહેલા થાઓ દુખ પામુ અમો, એવાં રાજકુંવરનાં સુણ્યાં વચન, તવ રાક્ષસનું હરખ્યું મન, ઘણો કોમળ અને રૂપ નીશાન, વાણી સુણતામાં ઉપનીયું વહાલ, મધુર વચનથી વાણી કહી, અવ તુને નહી ખાઉં અહીં, મરવું તો કોઇને નહીં ગમે, શા માટે મોત માગો આ સમે, બાળપણમાં જોબન ક્ષય. કેમ આવ્યા જંગલની માંય. પરમેશ્વર વચમાં દરમીયાન, નહી ખઉં એ તું નીશ્ચય માન પાંચ દીવસ પરોણા રોહો દુઃખ હોય તે મુજને કહો, આવું રૂપ તમારૂ સાર, શો છે તમારે નીત્ય આહાર; તે આણીને હાજર કરૂં; વચન તમારૂં મુસ્તક ધરૂં. રાજકુંવર કહે સાંભળો તાત. કહું મારી ખાનની વાત ઘઉં ઘી ને વસ્ત્રપરમ વળી તેમના સાકર નીરવાણ; તે નગુ અમો કરીએ આહાર, તે ક્યાંથી આ જંગલ મોઝાર.

એવાં વચન સાંભળી રાક્ષસે રાજી થઇ કહ્યું, કે તું અહી બેસ હું ચાર ઘડીમાં લાવું છું. એમ કહીને તે તત્કાલ ચાલ્યો તે વણજારાની પોઠ જતી હતી તેમાં પડ્યો, અને માયા કરીને તે સર્વને લઇ લીધી, ને આણીને વસ્ત્ર, અન્ન, ઘી, ખાંડ અને સાકરના ઢગલા કર્યા. તેમજ તાંબા પીતળના વાસણ પણ આગળ મુક્તાં રાજકુંવર વિસ્મય

થયો. રાક્ષસે કહ્યું કે ઇચ્છાનુસાર તું ખા, તું મારો મહેમાન છે તને જીવતદાન આપીશ પછી તે રાજકુંવરે બત્રીસ પ્રકારના ભોજન કરીને કહ્યું કે—તું બાપ અને હું દીકરો મારી એકજ અરજ છે રાક્ષસે કહ્યું કે-ડરનો ત્યાગ કરી તમે સુખેથી કહો. કુંવરે કહ્યું કે, આપણે સાથે બેસીને જમીએ પણ તમારી કાયા મોટી હોવાથી મને બીક લાગવાથી, મારાથી ખવાતુ નથી. આવો વચન શ્રવણ કરી રાક્ષસે હસીને કહ્યું કે—જો કે મારી માયાનો પાર નથી તે પણ તારે માટે મનુષ્ય થઇશ તારી પાસે બેસીને ખઇસ.

ચોપાઇ--રાક્ષસે માયા પોતાની કરી, પહાડ જેવી કાયા પરહરી; થયો માનવી દેવ સ્વરૂપ અચરજ પામ્યો પોતે ભુપ, ત્યારે હસી બોલ્યો રાજન, હવે તો હરખ્યું માહારૂ મન. એમ કહીને પીરસી થાળ, જમવા તે બેઠા તતકાળ. ૨ અમરત વસ્તુ આગળ ધરી, આરોગ્યો પછે પેટજ ભરી; બત્રીસ વાનાની સુખડી સાર, વારા ફરતી કરે છે અહાર, ઘણાં મુખડ ખાય છે પાન બેઠા બેહુ જણ ધરીને માન ૪ વાતચીત કરી બે ઘડી, એમ કરતાં તહાં રાતજ પડી, નીરભે થઇને સુતા તહીં, એમ ચાર પોહોર રજની ગઇ. ૪ પ્રાતઃકાળે ઉઠયા બેઉ જણ, કરયું બંનોએ દંત ધાવન: વળી બત્રીશી રસોઇ કરી. જમીયા બન્નો પેટજ ભરી. ૬ બમણી હેજત પડી બીજે દન, તેમ રાક્ષસ રીજે મન. ૭ સાત દીવસ થયા તે ઠાર, રાક્ષસ રીજ્યો અપરંમપાર, સ્વાદ ઇંદ્રીએ તે વશ થયો, મુખ થકી તે નવ બોલીયો રાક્ષસ મનમાં કરે વિચાર રાજકુંવરને કહ્યું તે વાર. હવે તમે પધર્યા અહીં, હું પુછું તે કહેને સહી.

દોહરો—રાક્ષસ મુખથી બોલ્યો, સાંભળ માનવી જાત, શા દુખે તું નીસર્યો, તે કહો મુખે વાત. ૧ કોણ જાત છે તાહરી, કોણ માત કોણ તાત, બાળપણે વનમાં ભમે, શા દુખે મુજ ભ્રાત. ૨ માંડી વાત મુજને કહો. હું ભાગુ તાહરૂ દુખ, ઇશ્વર આણુ એ વાતમાં વીસતારી કહો મુખ ૩ ભાગીશ દુખ હું તાહરૂ. જ્યાં સુધી ઘટમાં પ્રાણ;સત વચન છે માહરૂ, તું સાંભળ ચતુરસુજાણ. ૪ વચન આપ્યું તે પણ લીધું કર મોજાર, પછે કરજોડીને બોલીઓ તે વેળા રાજકુમાર. ૫

સીરકરસ્તાનનો રાજાઓ તેહ તણો હું તન, ગુલબંકાવલી જોવા તણી ઇચ્છા માહારે મન. ૭ રાજપાટ સરવે તજી નીકળ્યો છું હું બાહાર, ફરતો ફરતો હું આવીઓ, તમો તણા ઘરબાર. ૮ હવે રજા આપો મુજને તો ઝાલું મારગ સીધ, તમો સમ ખાધા મુજ આગળ વચન આપુ મુજ નીધ, વીતક વાત માંડી કહી, મેહેતો તમારી સાથ; વચન પાળો તમ તણું. સમ કરો પરમાણ. ૧૦ એવાં વચન શ્રવણે સુણી, રાક્ષસ થયો મન ભંગ ક્રમે કરઅડાડીઓ બોલ્યો તણે સંગ.

રાક્ષસે કહ્યું કે તે ફુલ રસ્તામાં પડયું નથી, બંકાવળી નામની એક પરી છે તેની વાડીમાં એ પુષ્પ છે તેની ચોકી હું કરૂં છું.મારા સરખા અઢાર હજાર સેનાપતિ છે, એકસો ને બાસઠ તો ચોકી છે તેના બાપની સેન્યા પણ ઘણી છે ત્યાં તમો શી રીતે જસો કારણ કે મનુષ્યથી ત્યાં જવાય તેમ નથી તો તારાથી તે પુષ્પ શી રીતે લેવાસે પેહેલી તો મારી ચોકી ત્યાં છે. મેં પણ નજરે તે પુષ્પ જોયું નથી એમ કહી રાક્ષસ મનમાં દુખ પામવા લાગ્યો કે મારૂ વચન વ્યર્થ જસે તે ગુણ કર્યો છે અમ્રત વસ્તુ ખવરાવી છે. અને જો મારૂં વચન વ્યર્થ જાય તો મને ધીક્કાર છે માટે જો મારો જીવ જશે તો બેહેતર પણ તારૂં કાર્ય કરીશ, તમો રસોઇની તઇયારી કરો હું એક રાક્ષસને તેડી લાવું આવા રાક્ષસનાં વચન સાંભળી રાજકુંવરે તો ચાર ઘડીમાં રસોઇ તઇયાર કરી. રાક્ષસે પોતાની બાપામાં એક રાક્ષસને બોલાવતા રાક્ષસે આવી સલામ કરતાં રાક્ષસ બોલ્યો કે આ કયાંથી લાવ્યા તેના ઉપર કેમ તમે દયા કરી. એ વાત તમે કહો.

રાક્ષસના વચન સાંભળીને કહયું કે એ દેવથી પણ અધીક છે એનાં ગુણનો પાર નથી. તેણે અમૃત અહાર આપ્યો છે તે પુત્ર કરતાં પણ અધીક છે એનામાં ઘણા ગુણ છે મુખથી કેટલાક વરણવું એણે મારી ભુખ ભાગી ને હું નીમકહરામ થઓછું એને મોટું દુખ છે તે દુખ દુર કરવાને તમોને બોલાવ્યા છે તમો પ્રથમ ખાઓ પીઓ પછી સર્વ વાત કરીએ, એમ કહી બે રાક્ષસ ને એક મનુષ્ય એમ ત્રણ બેઠા અમ્રત સમાન ભોજન ખાતાં તો રાક્ષસ ઘણુ ખુશી થયા. અને કહેવા લાગ્યા કે હે મનુષ્ય ! તારી બુદ્ધીને ધન્ય છે.

આમારૂં મન સંતોષ કર્યું તને શું દુખ છે? તે કહું જે વસ્તુ અમે નહોતી ખાધી તે તેં ખવરાવ્યા માટે તારૂં જે કામ હશે તે અમો કોઈ રીતે કરીશું ત્યારે પાહાડે કહ્યું કે એને મોટું દુખ છે અને તે કામ થાવાનું નથી. એને તો સુલભંકાવળી જોવાની ઈચ્છા છે અને તે માટે તે વનમાં ભમે છે માટે શરણ આવીને તેણે અમારૂં ભોજન કરાવ્યાં ને હવે જો તે નીરાશ થાય તો આપણને ધીક્કાર તે માટે તને બોલાવ્યો છે અને તેનું કામ શી રીતે થાય તે કહો.

ચોપાઈ—એવાં વચન પહાડના સુણી તેના ચીત્તે લાગી ભણી. એ વાતની ચીંતા નહીં, એનું કામ થવાનું સહી, મોકલું મારી ભગ-નીની પાસ, તે પુરવાની એની આશ. તેની પ્રથમ ચોકી તે સહી, તે નીશ્ચે કામ કરવાની તહી એમ વીચાર્યું મન મોઝાર, કાગળ એક લખ્યો તતકાર, ઘણી વીનતી તેમાં લખી, તેડાવ્યો એક રાક્ષસ સુખી, જે ફરમાવે તે હું કરૂં, કહો આગ્યા તો મસતક ધરૂં; તે રાક્ષસ આ પ્યો તે હાર નાહારી બેન અમોલા સાર. તેની પાસે જાગો સહી. આ માણસને સાથે લઈ પ્રથમ જઈને આશીશ કરો. પછી એના ખોળામાં ધરે. [illegible] આત તણો એ પ્રાણ; નીશ્ચય મનજો સાચી વાણ. જીવ થકી કરજો જતન, જાણે પેટ તણો સુત તન, જતન કરી એને રાખજો એની આશા પુરી પાડજો સુખ જુબાની એવી કહી; તે સંવકે નામ્યું શીશ. ઉઠીઓ તેવો તે દીશ એક હાથપર બેસાડયો જાણ બીજે કર દાબી નીશાણ; ગગન મારગે ચલ્યો વહી. ચાર ઘડીમાં પહોંચ્યા સહી, અમોલા બેઠી હતી મુકામ, ઘણી શોભા છે તેણે ઠામ, દીઠી અનુચર રૂપી નાર, તેને જોઈને કર્યો જુહાર; સુખ જુબાની સઘળી કહી, ખોળા મધે મુકયો તઈ જોઈ સુખને હરખ્યા મન ઘન ઘનરે આજનો દીન જાણે પ્રકટયો દીન; કરશુર એવું તે માનવનું નુર, અમોલા બોલી તે મમ બાગ ભઈને કહેજો પ્રણામ તમે મોકલ્યો તે મહેરો પ્રાણ નીશ્ચે કરી ભાઈ તું મનમાં જાણ. અનુચર ત્યાંથી ચાલ્યો આવી તે રાક્ષસને મળ્યો, આવી હકીકત સરવે કહી તે રાક્ષસ હરખ્યો તહીં. અમોલાએ મનમાં વીચાર કર્યો કે આ મનુષ્ય મારી પાસે આવ્યો છે તેને મારા બાપે

મોકલ્યો છે માટે તેની બરદાસ કરવી જોઇએ આ રાજાનો પુત્ર છે વળી બત્રીસ લક્ષણો છે માટે મેમુદા નામની જે મારી પુત્રી છે તે તેને પરણાવું એમ વીચાર કરી મેમુદાને બોલાવી કહ્યું કે હું તને આ સાથે પરણાવી છે ત્યારે મેમુદાએ કહ્યું કે હું બહુજ ખુશી થઇ છું તમો આને ક્યાંથી લાવ્યા તે કહો.

ચોપાઇ—શીકાર રમવા ગઇતી બાહાર, તહાંથી લાવી રાજકુમાર; અચરત તે થઇને રહી, પછે તેણે વાણી કહી; માતાજી પરણાવો મુને, એ તો સાચુ કહું છું તુને; માત એ પરણાવી તે સાથ, પછે રાજા સાથે કીધી વાત; એકાંત જગા પોતાની સહી, તેના ભરથારને તેડી ગઇ; પછે કરજોડીને બોલી નાર, તમે વીગત વાત કહો ભરથાર. રાજકુંવર પછે બોલ્યા તહીં, મારી વીગત કહું છું અહીં; હું છું રાજાનો પુત્ર, બાળપણામાં મેલ્યું ઘરસુત્ર; ગુલબકાવળી જોવાનું મન, તે કારણ નીકળ્યો છું વન. અબોલા હરણા મન સાથ, તેણે મેહેલ આપ્યો આર; તુને પરણાવી આપી કરગરી, સુખ થકી વાણી ઓચરી. સુખ ભોગવે નરને નાર, વાહાલ ભોગવે અપરમપાર જોઇ ફુલ તો ભાંગે ભુખ, ત્યાર પછી ભોગવવું સુખ; પરમેશ્વરે મેળવ્યો જોગ, પણ નવ પોચ્યા મનના કોડ; બકાવળી ફુલ જોવું એકવાર, તથી સફલ મારો અવતાર. નહીતો હું રહેવાનો નથી, સાચી વાતનો કહું કથી; એવાં તે નરનાં સુણી વચન, પ્રસન થયું વીનતાનુ મન; એ વાતની ચીંતા નથી, ગુલબકાવળી દેખાડીશ સરવથી. એ અબોલા માના ગુજ જાણ, તે કહાડે છે મુજપર પ્રાણ. બેહદ પરપંચ કરશે તે ઠાર. માટે જઇએ ચાલો ભરથાર. એવાં વીનતાનાં સુણી વચન, રાજકુંવર હરખ્યો મન. નરનારી બેઉ આવ્યાં ત્યાંય, અબોલાને લાગ્યાં પાય. દીઠાં નરનારીનાં મુખ, અણી રાક્ષસી પામી સુખ. ખોળામાં બેસાડી નરનાર, મુખથકી બોલ્યા તે ઠાર. શું છે નરનારીને દુખ, બન્નેનાં ઉતરી ગયાં મુખ.

હે માતાજી! મારી વીનંતી શ્રવણ કરો મારા પતિને દુખ છે તેથી નિશ્વાસ નાખેછે સુખ ભોગવતા નથી ખાવું પીવું નહી હાસ્ય કે વિનોદ નહી સંસારીક સર્વે સુખનો ત્યાગ કરી રાતરી દીવસ ઝુર્યા કરે છે મારે માટે તમે ચતુર સ્નાગી લાવ્યા પણ મારી આશ પુર્ણ થઇ નહી મેં ઘણી વીનંતી કરી ત્યારે કહયું કે જો હું ગુલબકાવળી નહી જોઉં તો મારા પ્રાણ જશે અમોલાએ છાતી સાથે નાખી માથે હાથ ફેરવી કહયું કે જો કે ત્યાં રાક્ષસોની ચોકી છે છતાં પણ સર્વેની આંખમાં ધુળ નાખી તને પુષ્પ દેખાડીશ મારૂં વચન સત્ય છે, પુષ્પ જો નજરે દેખાડું તોજ મારૂં અમોલા નામ સમજવું.

ચોપાઇ—એમ કહીને મનાવ્યું મન, નરનારીનું હરખ્યું વદન. ખાનપાન કરીની જાઇ, તેડું ત્યારે આવજો અહિં. ગયા મુકામે નર નાર, અમોલાએ કર્યો વિચાર એ નરનારીને થાશે સુખ, દેખાડું ફુલતો જાએ દુખ વિચાર એમ કર્યો તે હાર, તેડયા રાક્ષસ એક હજાર. આવી કરીને નમાવ્યું શીશ, જેકહો તે કરીએ આ દીશ.અમોલાકહે કરો એક કામ, ઊંદરનું રૂપ ધરો આ ઠામ. સળંગ કરો આણે ઠાર, જાઓ ગુલબકાવળી મહેલમોઝાર, ચોકીવાળા કોઇ જાણેનહી,એ રીતેક મ કરવું સહી. તે રાક્ષસે વચન ચડાવ્યું શીશ, એમકહી ચાલ્યા તેદીશ ઉંદરકેરા રૂપ્જ ધર્યા. સળંગ પાડવાને પરવર્યા. રાક્ષસવીદ્યા તેને શી વાર. ક્ષણ માત્રમાં પાડયા પહાડ. ને વાડીમાં પડયું દ્વાર ૫છા ફરી આવ્યા તે હાર. અમોલાને કર્યો જુહાર, નીદ્ર ક મ કરયું તે વાર. એવાં વચન રાક્ષસનાં સુણી, ખુશાલી પાધી મનમાં ઘણી, અમોલા મુખથી બોલી વાણ, સાંભળ તું તો ચતુરસુજાણ ગુલબંક વળી દેખાડું આજ, કરૂં તારા મનનાં કાજ, આ સળંગમાંથી જાઓ તહીં, દુરથી જોઇને આવો અહીં; કરશો લોભતો થાશે હાન, નહી માનજે સાચી વાત એમ કહી તેડાવ્યા દાસ, તતક્ષણ આ-

વી ઉભા પાસ. આ માણસને લઇ કરી, દેખાડો વાડી નજરે ભરી. સળંગમાં થી નવ કહાડશો બહાર, ઉભા રહેજો જ્યાં ઘરનું દ્વાર, જો વાંકો થશે એનો વાળ, તોતો આવીશ તમારો કાળ. જતન કરી દેખાડો જઈ, પાછા તેડી લાવજો અહીં. એમ કહી વળાવ્યો રાય, લઇ ચલ્યા સળંગની માંય; જે ઠેકાણે પાડેલું દ્વાર, ચાર ઘડીમાં આવ્યા તે ઠાર.

**દોહરા**—દ્વાર પાસ આવી કરી, બોલ્યો અનુચર વાત; ગુલબંકાવળીનો બાગજ સહી, જુઓની તમે ભ્રાત. ૧ ન્યાળીને જોયું તહી, જાણે ઉદેકાર ઉદયોત; ઇંદ્રપુરી કોણ માત્ર, એવું દેખાય ઝાકમ જોત. રાક્ષસ સાથે બોલીઓ, જાવાદે મુને બહાર; જોઉં ચરચા બહાર જઇ, પછા આવશું આ ઠાર. ૩ જવાદે મુજને, નહીતો ખોઇશ પ્રાણ; જોયા વીના નવ રહું, સાચી માનજે વાત. ૪ જેમ દીપકમાં પડે પતંગીઓ, તેમ પડવા માંડયું બહાર; રાક્ષસે ઝાલી કરી, લીધો સળંગ મોઝાર. ૫ અરે મુરખ તું માનવી, એ શું કરે છે કામ; જીવ જશે એક પલકમાં, ખોઇશ મારૂં નામ. ૬ જક્ષ કે વળી રાક્ષસી, કોઇ દેખશે તારી કાય; ભક્ષ કરી જાશે તુને, તેનો શો ઉપાય ૭ આપો લાએ મુજને સોંપીઓ, હું શું કરૂં આ ઠાર; બુધીભ્રષ્ટ તું કેમ થયો, મનમાં કર વીચાર. ૮ એવાં વચન તેનાં સુણી, બોલ્યો મુખ વચન; નવ જવાદે મુજને તો, પાડીશ મારૂં તન. ૯ જીભ ખેંચીને મરૂં, કે મારી પેટ કટાર: જોયા વીના જવાનો નથી, મારે મરવું એકજવાર. ૧૦ રાક્ષસે મન વિચારીયું, આવી પડી મુજ શીશ; જેમ ગમશે તે ખરી, આપી રજા તે દીશ.

રજા આપતાં કુંવર બાગમાં ગયો, મનનું ધારયું કરતાં તે જીવ જાય તોપણ ડરે નહી તેવો દુરાગ્રહી હતો. બાગને જોતાં જોતાં રાજકુમાર ચાલ્યો જાય છે. તો તેણે સોનાના થાંભલા અને રૂપાના ધાર-

રચાનો રત્નજડીત એક દરવાજો જોયો; તે દરવાજાની બારી ઉઘાડી માંહી ગયો તો ત્યાં એક સુંદર મહેલ જોયો, તો ત્યાં સ્વર્ગ કૈલાસ ને ઈંદ્રની અમરાવતી નગરી કરતાં પણ વિશેષ ઠઠ જોયો. વીશ્વકર્માએ દેવતાઈ કામ કરેલાં છે. જાણે કરોડો સુર્ય ઉગ્યા હોય તેવો પ્રકાશ હતો ગુલબકાવળીના હોજમાં હજારો ફુવારા છુટી રહેલા છતાં ત્યાં એક રત્નજડીત પાણાનું સુંદર તળાવ હતુ તેમાં ચીંતામણીના સમાન શોભાયમાન એક પુષ્પ હતું લાલ પાંખડીઓ તે પુષ્પની ખીલી રહેલી હતી તેને જોઈને કુંવરે મનમાં નીશ્ચય કર્યો કે આનું નામજ ગુલબકાવળી છે પોતાનું કાર્ય સીદ્ધ થયું એમ સમજી વસ્ત્ર ઉતારી જળમાં પડયો અને તે પુષ્પને તોડીને બાહાર લાવ્યો ને લુગડાં પહેર્યાં તે પુષ્પ કમરમાં બાંધી લીધું ને પછી મહેલ જોવાનો વીચાર કરી મનમાં આનંદ પામવા લાગ્યો કે હવે મારા પીતા દેખતા થશે. અને કલંક ઉતરશે હે પ્રભુ! તેં મારો ધર્મ રાખ્યો છે.

**દોહરા**—જોઈ રચના સહુ મહેલની, એમ વીચારયું મન: નીરખે મહેલ પરવર્યો. ત્યાંથી તે મોવન. ૧ ચાલ્યો મહેલમાં ચતુર નર, મહા શોભા અપરંમપાર; દેવકામ ઝળકી રહ્યાં, તેનો કહું વિસ્તાર. ૨ પુરુષાતન મનમાં ધરી, રાજકુંવર ત્યાંકાં જાય; લખીત વાત મટે નહી, ભાગ્યે લખ્યું તે થાય. ૬ જોતો જોતો સઘળે ફરે, નથી ડરતો મન માંય; જુવે છે રચના અતી ઘણી, નીરખે છે રાજાન. પશુ પંખીને માનવી, નથી નરને નાર; આવી રચના કોણે કરી, એમ કરે વીચાર. એમ વીચારી તે ચાલીયો, ચઢયો સાતમે માળ, રચના છે અતીઘણી, તરેહ તરેહના ખ્યાલ. પુષ્પ નાના પ્રકારનાં, [illegible]નો નહી પાર; હીંડોળો હીરે જડયો, ત્યાં સુતી એક નાર. ૧૦ જાણે શશી ઝળકી રહયો,

રંભા કુંભ અવતાર; જાણે ચમકે વીજળી, આવ્યો માસ અશાડ. ૧૧ તેમ થયું તે નારનું, પગનું મોહનું બાણ; આંગે તગર આળીયા, જોતાં નીરખ્યો ભાણ. ૧૨ ગુરછા ખાઇ અવની પડગો, જાણે સુતો સેજ; વીનતા કાંઇ નથી જાણતી ભર નીદ્રાગાં છેજ. ૧૩

ચોપાઇ—હીમત રાખી ઉભો સહી, વીનતાની શોભા શી તહી છુટા કેશ કુચપર લપટાય, જાણે મણીધરની શોભાય પરવાળી જોઇ થયો અનભંગ, તેથી અદકો અધરનો રંગ; ઝાંખી પડે તારા જોત, તેથી દંત ઝળકે ઉદ્યોગ; મગ અણી ભ્રગુટી ભાળ. મુખ કમળની શોભા વીશાળ કુચ સ્થળની ઉપમા ઘણી; જાણે શોભા નારંગી તણી; કદળી લજ્યા પામીને રહી, તેથી જંગા નાજુક છે સહી, ગુલાબ જોઇ ભાગ્યો દાબ તેથી પગની પાની લાલ, આભુષણ તણો નહી પાર; જોતા ચેત થયો રાજકુમાર, નખ શીખથી નરખી છે નાર, નીસાસા મુક્યા તેણીવાર ક્યાંથી પોચે ગનના કોડ, ત્રણ લોકમાં નહી વીનતાની જોડ ક્યાંથી ભાગ્ય મારૂં ફળે, એવી નાર કેમ મુજને મળે કદાચ તે જાગી ઉઠશે, કરે ક્રોધ તો જીવન જશે; હું આવ્યો તે શું જાણશે નાર માટે નીશાની મુકું આ હાર. એમ વીચારી ગયો તેણી ભણી, વીંટી કહાડી સ્ત્રી તણી પોતા કેરી ઘાલી સહી, તેની શોભા નવજાયે કહી છબી તેમાં પોતાની સાર, જેવું રૂપ તેવો આકાર; વીંટી તેમાં પોતાનું રૂપ, અદલાબદલી કરી ચાલ્યો ભુપ. આવ્યો જહાં ગુફા મુકામ: રાક્ષસે મન કર્યો વીચાર, કેમ લાગી આવતી વાર, એટલે આવ્યો રાજકુમાર, રાક્ષસ હરખ્યો તેની વાર; દીઠો માનવી હરખ્યું મન, ઉઠીને ચાલ્યો તે તન; અગેલા આગળ મુક્યો જઇ, ઘણી ખુશાલી મનમાં થઇ; કરી [illegible] બોલી વાણ, સુણો માનવી ચતુરસુજાણ; ગુલબકાવળી જેવી ભાગ, એવાં વચન બોલી મહાભાગ.

મનના મનોરથ પુરણ થતાં ખુશાલીનો પાર રહયો નહી અને નર તથા નાર સુખથી મળીને વ.તનો વિચાર કર્યો ને સુંદર ઘણી સુધડ તથા રૂપમાં રતીજેવી હતી એ પ્રમાણે જોડું વિનોદ કરી રહયું હતું, ઈંદ્રના સમાન બંને વૈભવ ભોગવતાં હતાં, પ્રભાતે ઉઠીને અબોલા પાસે જાય એટલે અબોલા બંનેને ખોળામાં બેસાડે અને બંનેના મુખને જોઈ આનંદ પામે જે જોઈએ તે આપે કોઇ વાતનું દુઃખ નથી ખાય પીએ ને રંગથી રમે એમ કરતાં એક દીવસ રાજકુંવરે કહયું કે-જો તું કહે તો માતાપીતાને જઇ મળીએ. તારી માંડળીને હું મળ્યો અને તું મારા પરીવારને મળ અને ત્યાં જઈ રાજપાટ કરીએ તોજ અવતાર સફળ થયો કહેવાય રાજપાટ ભોગવવાની ઇચ્છા છે. અને વળી વહાલાનો વીયોગ ટળે. આવાં વચન શ્રવણ કરી બેમુદા બોલી કે-આ ચિંતાનો ત્યાગ કરો શા માટે મનને દુખી કરો છો. આવાં વચન સાંભળી કુંવર ખુશી થયો, અને ભોગવીલાસ કરતાં રજની તો રંગમાં વીતી જતાં પ્રભાત થતાં સ્નાન દાન ભોજનાદી કરી સોળ શણગાર સજી બંને અબોલા પાસે આવ્યાં.

ચોપાઇ—દીઠી નરનારીની દેહ, અબોલાને લાગ્યો નેહ; ખોળામાં બેસાડી જોડ, દીઠું મુખને પામી કોડ. જાણે ઈંદ્રાણીનાં રૂપ, ગગનથી અવતરીયો ભુપ; તેની શોભા નરની થઈ, ઘણી રાક્ષસી મનમાં મોહી; માગું માગો નરને નાર, જે માગો તે આપું આ ઠાર. વચન તમારૂં મીથ્યા નવ કરૂં, જે માગો તે હાજર ધરૂં. ઘણું મને આવ્યું છે વહાલ, જે માગો તે આપું તતકાળ; તે વારે બેમુદા બોલી વચન, હસી કરી તે વેળા દન; માતા માગવા આવ્યાં અમે નરનારી, વચન આપો તો માગું આ ઘડી; સત્ય વચન આપો કરઘરી, જે માગો

ને આપું દીકરી; રખે શરમાતાં નરને નાર, ઇચ્છા હોય તે માગો આ ઠાર; એવાં વચન અબોલાનાં સુણી, મેમુદાએ વાણી ભણી; અમો નર નારી કેરી જોડ, માતા પીતા મળવાના કોડ; કુટુંબ પરીવારના જો- ઇએ સુખ, તો થાએ માતાજી સુખ; મુજ સ્વામી ઝુરે રાતને દન, માતપીતા મળવાનું મન; માટે રજા જો આપો માય, તો તે કુટુંબ મેળાવો થાય; એવાં વચન બોલી તે સાથ, ત્યારે અબોલાએ શીર મેલ્યો હાથ. મુજને વચને બાંધી કરી, એ શું સુલક્ષણી મુખે ઓચરી; કેમ વાળીશ મહારૂં મન, કેઇપેર જાશે મહારા દન; તારો વાંક નથી લગાર, તારા સ્વામીએ શીખવ્યું આ ઠાર. મેં તો એને સોંપી તુને, એણે દગો કીધો મુને. વચન મહારૂં મીથ્યા ન કરૂં, તારે વીજોગે નીશ્ચયમરૂં.

કુંવરીનાં વચન સાંભળી અબોલાએ જવાની રજા આપીને વસ્ત્ર આભુષણ પણ આપ્યાં ને પછી પોતાનો એકાવળ હાર આપીને કહ્યું કે—જો તમને દુખ પડે તો આ મારા વાળને અગ્નિ ઉપર મુકીને બા- ળજો એટલે મને ખબર થતાં હું તમારૂં દુખ દુર કરવાને અઢાર હજાર રાક્ષસ લઇને આવી તારા શતરૂનો પરાજય કરીશ એમ કહી બે રાક્ષસને બોલાવી આજ્ઞા કરી કે—આ બે નરનારીને તે જ્યાં કહે ત્યાં મુકી આવો જો તેનો રસ્તામાં વાંકો વાળ થશે કે દુખ પામશે તો તમને મારી નાંખીશ. માટે તેનો પહોંચ્યાનો હસ્તાક્ષરનો કાગળ લા- વજો આ પ્રમાણે રાક્ષસને આજ્ઞા થતાં રાક્ષસ તો તેઓને લઇ ચા- લ્યો રસ્તામાં પુછવા લાગ્યો કે ભાઇ તમારૂં કયું ગામ છે? તે કહો તો અમે ત્યાં તમને ઉતારીએ રાજકુંવરે કહ્યું કે—ફરદ શહેર અમને ઉતારો એમ કહેતાની સાથે તો રાક્ષસો તેને તે શહેરમાં લાવ્યા ને લાખીના મહેલમાં નર નારીને મુકીને રાક્ષસ બારણે બેઠા રાજકુંવરનું મુખ જોતાં લાખી પરમાનંદ પામીને મોતીના થાલથી વધાવી ઓ- વારણાં લીધાં ને પછી સર્વ વાત પુછતાં કુવરે કહ્યું કે આપણ રા- જાની કુંવરી છે લાખી મનમાં રાજી થઇ રાજ કન્યાને કહેવા લાગી કે

આપણે બે સાથે રહીશું ખાશું પીશું એમ એ બે જણ વાત કરે છે દરમ્યાન રાજકુંવરે પોતાના પેહેરવાનો ખુશ પત્ર લખીને દાસોને આપતાં તે ત્યાંથી તુરત અબોલાને જઈને મળ્યા તે મુખથી કેટલીક વાત કહીને કાગળ આપ્યાં. હવે રાજકુંવર શું કરે છે તે તરફ જરા નજર કરીએ; રાજકુંવર ત્યાં હાસ્ય વિનોદ કરી રહેલો છે એમ કરતાં સાત દીવસ જતાં કુંવરે લાખીને કહ્યું કે—મારે ગામ જવું છે અહીં રહેવામાં શોભા નથી મારે મારા પીતાનું કામ કરવું છે તે જો આંખે દેખે તો મારૂ પણ નામ રહે. માટે મારે હવે પાણી પીવા રહેવું નથી, લાખીએ કુંવરની આગ્ના થતાં તુરત સર્વે દ્રવ્યને વહાણમાં ચડાવ્યું કુંવરે કહ્યું કે તમે બે વહાણમાં બેશી જાઓ હું પગ રસ્તે આવીશ એટલામાં બે દરવાને આવી માથુ નમાવ્યુ ને કહ્યુ કે રાજાના બાળક કેદી છે તે કહે છે કે અમારા શા હાલ ! જે કહો તે અમો કરીએ ને અમને જીવતદાન આપો. એવી વાત સાંભળી લાખીએ કહ્યું કે આ વાત રાજાને કહ્યા પછી તમને જવા દઉં.

**દોહરા**—એવાં વચન લાખીનાં સુણી, ગઈ રાજાની પાસ; કરજોડી કરી વીનતી કરી વાણી પ્રકાશ. ૧ બાઈ તમારા છે કેદમાં, તેને કહાડે ની બહાર; તમને જેમ મનમાં ગમે, તેમ કરો આ ઠાર. ૨ એવાં વચન વીનતાનાં સુણી, તેડયા સભાની માંહે; ચાર જણા આવી કરી કરજોડી ઉભા ત્યાંય ૩ પુન્ય તણા પ્રતાપથી, બાઈ તમે જીત્યા જાણ. પણ ઉપકાર તમે કરો, ઉગારો હમારા પ્રાણ. ૪ તમ વીના મુકાવનાર કોઈ નથી, નવ ટળે હમારૂ દુ:ખ; એમ કહીને ટળવળ્યા કરોની આગને સુખ ૫ એમ કહીને રૂદન કરે, ત્યારે દયા આવી મન; થકી ત્યારે બોલીયા, હશી કરી રાજન. ૮ તમે તો ચારે હારીયા, ગુલામ થયા આ ઠામ, હવે કઈ પેર છુટશો, કેમ પોચે મનની હામ. ૯ નામ ગુલામ તો નહીં ટળે લોકોને કપાળે છાપ; પગમાં લોહો તમ તણી, તો મુકુ જીવતા આપ. ૧૦ ત્યારે ચારે જણા કરે વીનતી, અમો રાજાના છીએ તન; કુળને, ખાંપણ લાગી ઘણી, આમ વીચારોની મન. ૧૧ ત્યારે રાજા બોલીઓ, લો જગા ઉપર ડહાગ; તે વાત કોઈ નવ જાણશે, સુકી

દઉ આ ઠામ. ૧૨ ત્યારે ચારે જણે વીચારીયું. કોઇ નવજાણે એમ; ગુલામ ડામ દેવડાવીએ. જઇએ આપણે ઘેર. ૧૩ એમ વીચારી મન વીશે, કબુલ વાત તે કીધ; મહોર એક કીધી સહી, કોરી લેખ લ-ખીઓ સીધ. ૧૪ જાંગ ઉપરે મારીયો, ચીસ પાડી બહુ તહી, પછે આસના વાસના કરી, તેને રજા આપી તે સહી. ૧૫

રજા મળવાથી તેઓ ખુશી થયા રાજકુંવરે તો પોતાના ભાઇ જાણી વસ્ત્ર ભુષણ તથા લાખ રૂપીઆ આપી વીદાય કરી, સ્ત્રીઓને તથા માલને સીરકસ્તાન તરફ મોકલી પોતે જોગીનું રૂપ લઇ પુસ્પ. લઇ ચાર ભાઇઓ જાય છે તે પાછળ જોગીરૂપે આ ચાલ્યો જાયછે ચાર ભાઇઓએ તો લાખ લાખ રૂપીયા મળવાથી આનંદ પામી એકેક સો સ્વાર રાખ્યા તે ચાલ્યા જાય છે તે પાછળ જોગીરૂપે આ ચા-લ્યો જાય છે તેની ગમ કોઇને પડતી નથી એ રીતે જતાં એક સ્થ-ળે પાણી હોવાથી તે ચારે મુકામ કર્યો ને ચારે વાતોના તડાકા મારે છે તેટલામાં જોગી ત્યાં આવી પહોંચતાં ચારેએ સલામ કરી તેમને બેસાડયાને પુછ્યું કે તમે કયાં રહો છો? કયાં જવાના છો? ફકીર કહે અમારે વનમાં રહેવું કંદમુળ ખાઇએ છીએ આજની રાત અહી રહી સવારે વનમાં જઇશું પણ તમે કયાંથી આવ્યા છો? કયાં જવા ના છો? રાજવંશી જેવા લાગો છો શું ધારી વનમાં નીકળ્યા છો? બાવાએ ફકીર પાસે સરવે વાત કહીને કહ્યું કે અમને પુષ્પ ન મળ-વાથી પાછા ઘેર જઇએ છીએ.

દોહરા–જુઠી વાત કરો તમો, જુઠો કરો હુંકાર; આપ વ-ખાણુ જે નર કરે તે મુરખનો સરદાર ૧ મુલક મુલક ફરયા તમે તમ વિના ચતુર નવ કોઇ; તે સાચુ જો જાણીએ, તો ફુલ દેખાડો સોય. ૨ લબાડ વાત બોલો તમો, વળી મનમાં ધરી હંકાર એ બોલવું તે મુરખ્યું. ચતુર કરો વીચાર. ૩ બંકાવલીનું પુષ્પ મુજકને, કે મ તમ આવે હાથ, એમ કહીને તેડીઓ, એક આંધ જતો તેહ વાટ આ નરને કરો દેખતો, તો સાચી એ માનીએ વાત ૬ નહી તો [illegible]

મો મુતરા સહી, જુઠા ફરી થાય જાત; આંખ જો દેખેતો, નીચ્ચે સાચી વાત. ૭ આંખડી માંહે અંજન કરયું, પાંખડી પુષ્પની એક; કાપી પડળ ઉડી ગયું ને રહ્યો તેનો ટેક ૮ ઘણા વરસની ખોડ હતી તે સારા થયાં લોચન; ફકીરને ચરણે નમ્યો, હરખ ધરીને મન ૯ જીવતદાન જાણે આપ્યું, ને ટાળી અમારી ખોડ, એમ કહીને કરી વીનતી નમે છે બેઉ કરજોડ. ૧૦ અચરત પામ્યા ચારે જણા નીશ્ચે એતો વાત મારી કને લીજીએ, અથવા કરીએ ઘાત. ૧૧ એમ કહીને ઉઠીયા, ગ્રહી નગન તલવાર, એ ફુલ અમને દીજીએ નહી તો મારૂં આ ઠાર ૧૨

ખુશીથી તું એ પુષ્પ આપ નહી તો તારો કાળ આવ્યો છે એમ સમજ એવાં વચન સાંભળી તેણે મનમાં વિચાર કર્યો કે-વગર સમજે મેં કામ કરયું. મારી ચતુરાઇ સર્વે ચાલી ગઇ પણ હવે લખી વાત મીથ્યા થનાર નથી. માત પીતા તે આંખે દેખશે જો કે અંતે ધર્મનો જય છે જો હું તેઓને પુષ્પ ન આપું તો તે મારે તેમ છે. એમ વીચારી પુષ્પ આપ્યું ને કહ્યું કે ગુલબ કાવળીના બાગમાં તો આવાં લાખો પુષ્પ છે તમારા મનને કામતી છે પણ અમારા રાજાને કોડીનું નથી. એમ કહી પુષ્પ આપવાથી ચારે જણ રાજી થઇ ફકીરને ત્યાં મુંકીને પોતે પોતાના દેશ તરફ ચાલતા સરકસ્તાન આવતા નગરમાં કુંવર આવવાથી વધામણી આપને રાજા રાજી થયા. ને પુત્રનું મુખ જોવાની ઇચ્છાથી સામૈયા માટે તૈયારી કરી ને અઢારે વર્ણ તે અમુલ્ય વસ્તુ જોવાની એકત્ર થતાં સર્વના દેખતાં સર્વ હકીકત સાંભળી રાજાએ પુત્રને છાતી સાથે દાબ્યા રાજકુંવરોએ પગે લાગીને સર્વ વાત કહેતાં આશ્ચર્ય પામી વખાણ કરી તમારા માવતરને ધન્ય છે એમ કહેવા લાગયા. ત્યારે કુંવરોએ કહ્યું કે અમે ગયા તો લાવ્યા નહી તો બીજેતો દુખી થઇ જાત.

દોહરા—એમ વખાણ સહુનાં સુણી, ને ચારે હરખ્યા મન;તે ફુલમાંથી કહાડી પાંખડી, મેહેલી તેણે કન. અંજન કીધું આંખમાં,

પોતાના પીતાય: નેત્ર પડદો ફાટી ગયો, થયો દેખતો રાય ૨ અંધ તે લોચન પામીયો, તેથી બીજુ શું સુખ; દાન પુન્ય કીધાં ઘણું બીજુકની ભાગી ભુખ ૩ કંચન મેહ વરસાવતો પાલે વલ્યા પુરમાંહ્ય ચારે પુત્ર મુખ આગળે, શોભા કહી નવ જાય ૪ કોઈ વધાવે મોતીડે કોઈ પુષ્પ વીશાળ, ઘેર ઘેરથી લે વારણું નાના મેટા નરનાર છત્રીસ વાજા વાજીરહ્યાં બોલે બંદીજન; ભાટ જાચક જસ બોલે ઘણું નહી કોઇને ઉચાટ વાજતા ગાજતાં આવીયા, પોતા કેરે મુકામ; ખુશાલી વાધી સરવને, મુખથી બોલ્યા તેઠામ ૭ ફરી લોચન મુજને આપીયા પરમેસ્વર બીજીવાર; તે પ્રતાપ મારા પુત્રનો સફળ થયો અવતાર ૮ નેત્ર સમાન સુખ બીજુ નથી ઘણીખુશી મુજ મન હવે ખાઓ પીઓ ખુશી કરો નગરમધે સહુ જન; ૯ એક વરસ લગી રહી કોઇ નવ કરે વણુજ વેપાર; ખાન પાન ને રંગ રાગ કરે સહુ નરને નાર ૧૦ ધાન ભંડાર ભરાવીયા. ગરીબ લોકોને ઘેર આઠે પહોર ને સાઠે ઘડી મોજ કરે બહુ પેર: ૧૧ ખુશાલી વાધી ઘર ઘરે વાજે ઢોલ મરદંગ, ખાય પીએને મોજો કરે આણંદ સહુને અંગ; ૧૨ તાજલમુખ પછો દુ:ખી થયો તે રહયો વન મોઝાર; હવે ગુલબંકાવળી જાગી ઉઠી હું તેનો કહું વીસ્તાર.

હવે બંકાવળી તરફ જરાનજર કરીએ ! બંકાવળી વસ્ત્ર પહેરી બહાર આવી હોજમાં મુખ ધોઇ વેણી સાંમી કરવા જતાં હાથ ઉપર નજર પડતાં આંગળીએ પોતાની વીંટી ન જોતાં કોઈ પુરૂષની વીંટી નીરખી વીચારમાં પડી કે આટલી ચોકી છતાં તે પુરૂષ શીરીતે આવ્યો ! એ પ્રમાણે વીચાર કરતાં જ્યાં તળાવમાં નજર જાય છે કે પુષ્પ જોવામાં આવ્યું નહીં વીચારમાં પડી કે આ કામ કોણે કર્યું હશે ! જો કે મહી દેવ કે દાનવથી અવાય તેમ નથી છતાં તે આવ્યો અને મારૂં મુખ જોઇ ગયો તેથી તેની માતાની કુખને ધન્યછે તેણે મને નંગી જોઇ નીદ્રામાંથી મારી વીંટી બદલી ગયો. મારા કુચ ઉપર હાથ પણ મુકયો હશે મારા કુંવારાપણાના વ્રતનો

ભંગ કર્યો માટે હવે બીજા પુરૂષ આઇને બાપ છે. તે પુરૂષ સાથે વરૂ નહી તો જીવનો ત્યાગ કરૂ એમ વીચારકરી હજાર પરીને બોલાવી પરીઓ આવતાં તે કરોધ કરી બોલી કે તમે મારી શું નોકરી કરી અહીંથી પુષ્પ કોઈ લઇ ગયું. જે પુષ્પ અહીંથી પુરૂષ લઇ ગયોછે તેને તુરત આહીં લાવો નહી તો તમને મારી નાંખીશ રાક્ષસોને પણ ઠપકો આપી કહ્યું કે તમે મારા બાપનું નાંમ ખોયું. પુષ્પ જવાથી મારા પીતાને શું જવાબ દેશો ? માટે તુરત પુષ્પ લઇ જનાર શોધી કાઢો આ પ્રમાણે સરવેને આજ્ઞા કરતાં સર્વને બહુ રીશ ચડી

દોહરો—રાક્ષસ સઘળા કોપીયા, કોણે કરયુ એ કામ; અપકીરતી થઇ જગતમાં, ખોવ્યુ બાપનુ નાગ ૧ ખોળ કરાવી અતી ઘણી મોકલ્યા રાક્ષસ દોડીયા કોઇ ગગને ચડીયા જાણ; પહાડ પર્વત જંગલ સહી: શોધી વલ્યા નીરવાણ; ઘણાં મુલક શોધી વલ્યાપણ નવ લાગી ભાર, નીરાશ થઇ સહુ આવીયા દેખીતા વીકરાળ. ૪ નામ નીશાન જાણું નહીં, તે કેમ આવે હાથ નીરાશ થઇ બેઠા સહી રાક્ષસ કેરી સાથ. ૫ ઠાંમ ઠેકાણું તેનુ મળેતો, શોધી કહાડીએ ગામ. મારી મોઢામાં લાવીએ, પાછું ફુલ આઠાંમ. ૬ એગ કહીને કળકળ્યા, કોણ પુરૂષ એ હોય; સહુનુ મુખ ઉડીગયુ. કારણ ન ગળે કોય ૭ સહુઅ પરી શોધી વળી જોયા મુલક અપાર થાકીને આવી સહુ બંકાવળી જે હાર ૮ કરજોડી કરી વીનતી, જોયા પહાડને વન વસ્તી જોઇ બીજી ઘણી, શું કહું તુને વચન ૯ ગુલબંકાવળીયે વીચારયુ મારે કરવું એ કામ; ખેલ પ્રપંચ કરયા વીના કેમ પોહોચે એ હાંમ ૧૦

મનુષ્યની બુદ્ધીનો પાર નથી, એવો મનમાં વીચાર કરી ગુલબંકાવળી એ જાતે વેશ બદલી ઉડીને સમુદ્ર ઉલંઘન કરી ઉતર દીશા જોઇ પણ કયાંય પતો લાગ્યો નહીં નાના પ્રકારના વેશ ધારણ કરી નાના મોટા શહેર નગર જોયા, પણ કાંઇ ઠેકાણુ પડયુ નહી એ રાતે પશ્ચિમ અને દક્ષીણ દીશા જોઇ પણ ભાળ ન મળવાથી સર્વ લાગી

દીધો ને ત્યાંથી પુર્વમાં ચાલતાં ચાલતાં ઘણાં નગરો જોયા પણ ક્યાંય પનો ન લાગતાં છેક ના ઉમેદ થઇ જતાં અતે શીરકસ્તાન પહોંચી તે શહેરની રચના વીગેરે જોઇને તેઆશ્ચર્ય પામી મે ઘણાં મુલક જોયા પણ આવો આનંદ નો ક્યાંય જોવામાં આવ્યોજ નહી

દોહરો—તે નગરીમાં સંચરી ધરી મેરદની કાય; પુછવા લાગી શો હરખ છે પુરમાંય ૧ ઘેરઘેર રંગ રચી રહયો હરખે સહુના મન વસ્ત્ર આભુષણ સરવે સજયાં શુ છે દીવાળીના દન. ૨ એવાં વચન શ્રવણે સુણી, બોલ્યા તે પુરના લોક; નીત દીવાળી આદેશમાં. નથી કોઇને મન શોક ૩ અમારા રાજાના નેત્ર ગયા, નથી કાંઇ તેનો ઉપાય હકીમ એક બોલ્યા અહી. ભરી સભાની માંય ૪ ગુલબકાવળી પુસ્પ મળે સહી. અંજન કરજો રાય; સો વરસનો અંધ હોયજો કદી તરત દેખતો થાય ૫ એવાં વચન તેના સુણી, ખોળ કરાવી અપાર, કાંઇ ભાળ લાગી નહી દીલગીર થયો તે રાય. ૬ એના પુત્રો છે ચારે પરાક્રમી તેણે કરી સલાંમ; જંગલ જંગલ જે ભમ્યા, લાવ્યા ફુલ આ ઠાંમ. ૭ અંજન કીધું આંખમાં. થયો દેખતો રાય, ખાપણુ ટળી આંખની આનંદ અંગનમય ૮ પ્રથ્વી પત ઘણુ રીઝીઓ, બોલ્યો મુખે વાંણુ બોલ એક વરસ લગી સહુ મેદની, ખાવો પીઓ કરો કલ્લોલ ૯ ખજાના આપ્યાછે ગરથનાં, જેને જોઇએ તે ખય; નીત દીવાળી સરવને આનંદ અંગ નમાય ૧૦ એવાં વચન તેના સુણી, હરખી બકાવલી મન, ધન્ય ધન્ય ભાગ્ય માહરૂ, ધન આજનો દન ૧૧ સફળ દીન માહરો થયો, મળી નીસાની આ ગામ ફુલતણો એ તસ્કર તહી, મુજને મળીઓ ઠાંમ ૧૨ પ્રસન થઇ મનડા વીખે ધઇ શહેરની બાહર આગળ જળકે નદીતણુ, ઉતરીયાં તેને કર ૧૩ જલ ક્રીડા વીનતાએ કરી, શુધ કર્યું શરીર; અદભુત રૂપ કર્યું નરતણુ. જાણું કોઇ બાવન વીર. ૧૪ દૈવતાઇ વસ્ત્ર અંગે ધર્યા. સજતા ઘરેણાં શોભીતાં સોળ;ગરાડી ગાંઘ મસ્તક ધરી મુખે રાતાં તંબોળ સ્વરૂપ પ્રકાસ્યુ પોતાતણુ નરતણી નહી કાય; કોઇ દ્રષ્ટે જોઇ નવશકે. જયકારે આંખ મી-

આય ૧૨ કેડે કટારી વાંકડી શોભે કટારને બાણુ એવી શોભાથી આવી પુર વીખે ચતુરાં ચતુર સુજાણુ ૧૮

ચોપાઇ—જોઇને હરખ્યા સહુ લોક જે દેખે તેના સમીયા શોક ઘણી સકોમળ તેની કાય, સ્વરૂપે ચંદ્ર સુરજ જંખાય એવું કારસુ કીધુ રૂપ. જેદેખે તે હરખે ભુપ. નરનમે મુક્યા અંકાર, એ કોઇ દેવાંગી અવતાર, સ્ત્રી દેખી કામાંતુર થાય, ધન ધન એ નરની કાય; શોભાત ણુ એ છે સુખ એવું રળીયામણું શોભે મુખ; એમ મોહ પામ્યુ બધું ગાંમ, પુરમાં ઠામો ઠામ. જે દેખે તેનું મન ચળે, તેની પાછળ નારી ભમેતે ખબર રાજસભામાં થઇ, તખતપર બેઠા તેતહી; અરજ બંગીએ કરી સલાંમ, માંડી વાત કહી તે ઠાંમ; કોઈ પુરૂષ આવ્યો નગરીમાં-ય, તેની શોભા કહી નવ જાય; જાણે ઈંદ્રાસનનો ભુપ. ધરીને આવ્યો માનવતુ રૂપ તેની શોભા કહેવાતી નથી તે સમાંન કોઇ પ્રથ્વીમાં નથી ઘેલા કીધા સહુ નરને નાર, જોવા મળી સહુ હારો હાર અરજ બગીના સુંણી વચન, જલદ થતું હરખ્યુ મન; તે પુરૂષને લાવો આંહી; એવી મુખથી વાંણી કહી, ઘણી સ્વરૂપછે રૂડી કાય જોઇએ તેને લાવો આંહ; વજીર મોકલ્યો તેણે ઠાર માંન દઇને લાવે આ વાર ઉઠયો વજીર નાગીને શીશ આવ્યો બજાર ભણી તેદીશ કરી સલાંમ ને જોડયા હાથ; પછે વાત કરી તે સાથ ધન ભાગ્ય ધરતીનુ સહી, તમ સરખો નર આવ્યો અહીં; પસન થયુંછે બધું ગાંમ. ભલે પધાર્યા આણે ઠાંમ રાજ સભામાં ચાલો સહી રાજા મળવા ઇચ્છા તહી; મુજને મોકલ્યો તેડવા કાજ ચાલો સભામાં જયાં મહારાજ. દીન વચન વજીરનાં શુણી. બંકાવળીએ વાણી ભણી શાને દીલગીર થાઓ તમો. ચાલો સભામાં આવુ અમો, એમ કહીને ચાલ્યો તાંહ વજીર તણી ઝલીને બાંહ્ય રાજ સભામાં ઉભા જઈ જોતાં ખુશાલી સઉને થઇ, રાજાને દીધું સનમાંન; મુખવાશ આપ્યાં બીડાંપાંન; કોણુ દેશ નીકલ્યાં શા કામ કોણુ જાત ને શુંછે નામ ત્યારે બંકાવળી બોલી તે ઠાંમ, મધરબ શહેર અમારૂ ગાંમ; સોદાગર

કેરો હું તન, પુષ્પસેન મુજ નામ રતન, ઉમેદવાર ચાકરીનો સહી દાખ્યો પાણી ત્યાં રહેવું જઈ, સુણી વાતને હરખ્યો રાય, મારી પાસે રહો ભાઇ આંય.

જલદમુખે કહ્યું કે ભાઇ? અમારે ઘેર રહો. મન ગમતો પગાર લ્યો મારી પાસે બેસીને ખાઓ પીઓ ને ગમત કરો. આવાં રાજાનાં વચન સાંભળી બંકાવળી મનમાં રાજી થઇ ને વીચાર કરયો કે અહીં રહેવાથી ને તપાસ કરવાથી મારો ચોર મને મલશે માટે હીમતથી પુરૂષ વેશે અહિં રહું એવો વીચાર કરી ત્યાં રહી, એક દીવસ રાત્રે સભા ભરીને રાજા બેઠા છે ત્યાં ચાર પુત્ર આવતાં રાજાએ છાતી સરસા દબાવી ચુંબન કરયું, સભા જોઇને પરમ આનંદ પામી ત્યારે બંકાવળીએ પુછ્યું કે આ ધનુંષ ધારણ કરીને કોણ આવ્યા છે ત્યારે સભાજનોએ કહ્યું કે—એ રાજાના કુવર છે તેઓ ગુલબંકાવળી પુષ્પ લાવ્યા છે ને રજાને દેખતા કર્યા છે. સર્વનાં વચન સાંભળી નરનાં મુખ જોઇ તથા તેની પરીક્ષા કરી તે મનમાં મહા દુઃખ પામી કેવા મુરખા સરદાર બુદ્ધી વગરના છે પણ જેણે મારૂં શરીર જોયું તેતો ફાંકડો બાવનવીર હશે, તેની માને ધન્ય છે પણ આતો ને નર સાથે દગો કરીને આવ્યા હશે તેના ચોર છે પ્રપંચથી તેની પાસેથી પુષ્પ લઇને વક્ષ લીધે છે બીજુ કાંઇ નથી પણ તેની ભાગ અહીં મલશે કારણ કે પ્રભુ દયાળ છે.

ચોપાઇ—એ વાતતો અહીંથી રહી તાજલમુખની શી ગત થઇ પુત્ર ન રહયું પોતાની પાસ છેક થઇ બેઠો નીરાશ; મહેનત મારી મીથ્યા જાઇ, કીર્તી જગતમાં તેની થઇ; લાખી આવશે લઇને વહાણ, મુજ વીના તે તજશે પ્રાણ; બંને સ્ત્રીની હત્યા થશે, કેઇ પેરે તે છુટશે, એવો મનમાં કરયો વીચાર. ચાલ્યો ત્યાંથી રાજકુમાર, જે રસ્તે ભાઇ ગયા હતા વહી, તે પગલે ચાલ્યો સહી, થોડા દીવસમાં ગયો તે ઠામ. સીરકસ્તાન છે પોતનું ગામ. જોજન એક રહ્યું તેહ. ચતુર નરે વિચાર્યું એહ, જો કદાપી નગરીમાં જાઉ તો તો તરણાથી

એકલો થાઉં, મારી વાત કોઇ માનશે નહી, મુજને મારી નાંખશે સહી. પીતા તણું મન હું તો કાળ, નામ સુણતામાં મારા બેહાલ, મારૂં મોંહ જોવાનું નથી. માટે ત્યાં જવાનો નહી કહી માટે ત્યાં જાઉં તે ફોક. એવો મનમાં પ્રગટયો શોક, નથી સુજતો એને એકે વિચાર. બેઠો જંગલમાં ગુણ ભંડાર, એક તરફ નદીનું નીર એક તરફ ઝાડો ગંભીર, બેઠો કર કપાળે દઈ, અબોલા સાંભળો આવી તહીં તેના કૃપાથી પામ્યો ફુલ વળી વાળ આપ્યો છે અમુલ, કદાપી સંકટ પડે શરીર, બાળજે ધુપ અગનીપર વીર; તરત આવીને કરવાની સુહાય, વચન આપ્યું છે મુજ કરમાંય; તેને હું તો સમરૂં આજ તે વીન નથી સરવાનું કાજ એવું અપ વીચાર્યું મન, વસની પ્રગટ કર્યો તે દીન કહાડયો વાળ ન લાગી વાર, અગ્નીપર મુક્યો તત્કાળ; આંચ લાગી તેને જેટલે અબોલાએ જાણ્યું તેટલે, થયું તે વીનતાને જાણ, માદરા પુત્ર પુત્રી દુખીમાં નીરવાણ; તેણે વાળ માહરો બળ્યો સહી. તે સુગંધ આવી અહીં, મારે કરવું તેનું કામ, અસવારી કરી એ ઠામ ચાદાર હજાર જલપને લીધ, પોતે પંથ કર્યો તે નીધ, સુગંધ વાળની આવી તહાં, તે દાસ્યા ભણી વીનતા ગઇ; વાયુ રૂપ તેને શી વાર, આવી જયાં બેઠો રાજકુમાર.

દોહરો—અઢાર હજાર સાથે ઉતરી, જ્યાંહાં બેઠો રાજકુમાર; પણ કેમ સમરી મુને, શું છે દુખ આ ઠાર, ૧ આ જંગલમાં એકલા; તજી સજજનનું સુખ કેમ એકલા આ વન વીખે. ને શું છે મનમાં દુખ સેમુદા મારી દીકરી, ને તન મન મારૂ પ્રાણ; મુકી કયાં વનમાં ભમો સાસુ બોલ્યાં સુજાણ. ૩ ત્યારે રાજકુવર મુખ બોલીયો માતાજી સઘળુ સુખ; વઇભવ નાના પ્રકારનાં, પણ એક વીત્યું દુખ, ૪ મેં તમને સમરયા માવડી સમજણ પડે મુજ. સમરતાં માત્રમાં આવીયાં ટાળવા મારૂ દુખ. ૫ હવે આશા પુરો માવડી, તાતો માગણીએ સુખ. એવાં દીન વચન તેનાં સુણી દયા આવી ગઇ, ૬ શું ઇચ્છા છે મન

તાહરો બોલની સત્ય વચન, માતાજી શું એ ખર, બોલતા આ તે

કાજ. ૭ તે દેવતાને દુરલભ સહી, તે ક્યાંથી સરે મુજ કાજ; અ-બોલા મુખ ઓચરી, તજોની મન ચીંતાય. ૮ કાંઇ ઇચ્છા છે મન વીષે, તે લાવી આપીશ રાય; લાજ તજી મુજને કહો તે કામ ત-મારૂં થાય. ૯ ત્યારે રાજકુંવર મુખ બોલીયો, ચરણે નમ્યું શીશ; ગુલબં-કાવળી જેવો બાગ, કરવો છે આ દીશ. ૧૦ તેવો મેહેલને તેવાં ચીત્ર, તેવો હોજને તેવાં ઝાડ, કરી આપો મુને ગાવડી, તો પોચે મનનાં લાડ. ૧૧ અબોલા ત્યાં વીસ્મે થઇ એ થાય કેમ કામ; મેં બાગ જોયો નથી, નથી જોયો મેહેલ મુકામ. ૧૩ દીઠા વીના કેમ હું કરૂં મેહેલ બેઠક રચના બાગ; પલંગ પડાવી તમને દાખવ્યું, તે કેમ થાયે આ જાગ. ૧૪ દીઠો હોય તો મેં દ્રષ્ટીએ તો કરતી તમારૂં કામ, વીશકરમા તેડાવીને રચાવત ઉતમ ઠામ. ૧૫ માતાજી તમ કૃપા થકી, જોઇ આ-વ્યો તે બાગ; કહો તો લખી દેખાડીએ, કાગળમાં સહુ વાત.

કાગળને ખડીઓ લઇને જે પ્રમાણે હતુ તે પ્રમાણે શર્વ ચિતરી દેખાડયું ત્યારે અબોલાએ મનમાં રાજી થઇ પોતાની સકલ સેનાને બોલાવીને કહયું કે—આવો મેહેલ અહીં બનાવવો છે. માટે વીસ્વકર્માને બોલાવો, ને હીરા, મોતી, માણેક પુખરાજ તથા સોના રૂપાના ઢગલા કરો આરસપહાણ લાવો જે ચીજ જોઇએ તે તત્કાલ લાવી આપો આવો હુકમ રાક્ષસોને થતાં તઓ દેશ દેશાંતર જઇ સર્વે વસ્તુ લાવ્યા ને વિસ્વકર્માને પણ તેડી લાવ્યા. વિસ્વકર્માએ આવી પ્રણામ કર્યો ને કહયું કે મને શી આગ્ના છે ? ત્યારે અબોલાએ કહયું કે—આ રાજકુંવર મારો દીકરો છે, તે કહે તેવો બાગ તૈયાર કરવો છે અને તે માટે માણેક મોતી સોનું, રૂપું, જે જોઇએ તે આ તૈયાર છે. છતાં પણ જો કદાપી ખુટશે તો મંગાવશું તમે સુંદર કામ કરો, આવી અબોલાની આગ્ના થતાં વિસ્વકર્માએ કહયું કે—મને કરતાં જરા વાર નથી માટે જે પ્રમાણે નીશાની તે પ્રમાણે સર્વે રચના કરી દઉં.

દોહરો—રાજકુંવર મુખ બોલીયો, જેવો ગુલબંકાવળી બાગ; તેવી રચના કરવી સહી, હું તો જોઇ આવ્યો તે જાગ. ૧ નકશો ઉતારી આપીએ

ઉજબાગ અપાર; જે જે વસ્તુ દીઠી તહીં, તે તે ચીત્રી ચોપાસ. જ્યાં જેવી શોભા હતી, ત્યાં તેવો ભરીયો રંગ; પટમાં સર્વે ચીતરયું આણી તન ઉમંગ. ૨ જગમગ જોત ઝળકી રહી, એવું કરવું માંહે કામ; પટ સોંપ્યો પોતે કરવીખે, વીશકરમા જેનું નામ. ૪ એ પ્રમાણે તમો કરો, મેહેલ બાગને ઝાડ; મનોરથ પોતે મન તણા, પાબાની મુજ લાડ. ૫ દશ કોશ ફરતો સહી, ધીરજ ધરો રાજન. ૭ એમ કહીને આપીઓ, રાજાએ તે કામ; નીશાની પાડો તેને સમે, રચવા માંડયું તે બાગ. ૯ દેવતાનું વરદાન છે, તેને શાની વાર; ધારીને જોયું પેટમાં, રચવા માંડયો તે ઠાર. ૧૦ બાગ બગીચાને વાડીઓ, બારી અટરી માળ, પુષ્પ ઝાડને વનસ્પતી, પટ પ્રમાણે રચ્યો ખ્યાલ; જે મુખથી બોલે સહી, તરત તેવું થાય; ઇંદ્રપુરીની રચના રચી એ કરી તે માંય, ઝળહળ જોત ઝળકી રહી, જાણે દીપક જોત, દીનકર ઉગીયો એમ થઈ રહયો ઉદયોત: રજની વીતી તેણે સમે, થયું સંપુરણ કામ અબોલા પાસે ગયો, કીધો દંડ પ્રણામ; સહુ કર્યું, ફુલ ઝાડને બાગ રજા આપો હવે મુજને તો જાઉં અમારે ગામ, અબોલા હરખીઘણી આપી તેને રજાય; વીસકરમા ત્યાંથી ગયા પોતાના પુરમાંય.

ચોપાઇ—જોઇ બાગને હરખ્યું મન રાજકુંવર તેડયો તે દન; તારા કારણ રચાવ્યો બાગ, વલ્લભ ગાંડે આ જાગ, ઇંદ્રપુરી પૃથ્વી પર કરી, જાણે સ્વર્ગપુરી આણી ઠરી, તેથી શોભા અદકી હોય, ઉપમા કહી શકે ન કોય સાંભળ રાજકુંવર આ ઠાર, તારા ભાગ્ય તણો નહી પાર; મરતુલોકના માનવ મહી. કશા લેખામાં ગણીએ નહી; તે તારા આધીન થઇને રહી, ફરમાવો તે કરીએ સહી: પુત્ર કરીને બોલીરહી તે વચન પાળુંછું અહી, ઘણું ચર માનવ સાથે જાણી જોતાં વાત તે લઇએ પ્રાણ તેને આધીન થઇને રહી લખીત વાત તે મીટે નહી: એ સહુ પરમેસ્વરનો ખ્યાલ સુખ ભોગવો મારા બાળ, માતાજી પુત્ર તમારો સહી, આશા મારી પુરણ થઇ, એમ કહીને નામ્યું શીશ, અબોલા પ્રસન થઈ તે દીશ, માથા ઉપર મુકયો હાથ, સુખ ભોગવો મેમુદા

સાથ; હીરા માણેક ઝવેર અપાર, અરધ રહ્યા તે ઠાર, સોના રૂપાનો પારજ નહી, તે સરવે બખસું છે લેઇ, ભર્યા અખંડ તેના ભંડાર ખાતાં ખુટે નહી લગાર. આમોલા ત્યાંથી પરવરી, લસકર લઇને ઠામે ઠરી. રાજકુંવરને હરખ અપાર. ઘણી રચના જોઇ તે ઠાર, ગુલબંકાવળીથી બમણું કામ, તેવી રચના ઠામેઠામ, હવે બાળ લાખીની જાણ, આજકાલમાં આવશે વહાણ, દરીયા કીનારે ઉભો જઇ, વહાણ આવતાં દીઠાં નહી. હરખ્યો મનમાં અપરંપાર, ગયો સામો તે રાજકુમાર, નજીક ઝાઝ આવ્યું જેટલે, લાખીએ નીરખ્યો તેટલે સ્વામી મળવાને આવ્યા સહી, ઘણી ખુશાલી મનમાં થઇ, મછવો મુકયો તેણી વાર, તે ઉપર બેઠી નાર, રાજકુંવરની આવી પાસ, પહોંચી મનની કેરી આશ, ચાકર નરને સઘળા દાસ, ઉતાર્યા સઘળા પોતાને આવાસ, માલ લગતા ઉતારી લીધ, પાછા વહાણ વીદાયે કીધ, મોજ કરે તે રાજકુમાર. જોઇ રચના ઘણું હરખી નાર.

સોળ શણગાર સજી હાસ્ય વિનોદ કરે છે, દાસદાસી પણ ઘરમાં ઘણાં છે. તેમાંથી એક ચાકર જંગલમાં ગયો ને તેણે ત્યાં દશ વિશ માણસ માથે લાકડાના ભારા ઉપાડેલા જોયા એટલે રાજાના માણસે કહ્યું કે–તમે કોણ છો? આ લાકડાં કયાં વેચશો? ત્યારે સરવેએ કહ્યું કે–શીરકસ્તાન અમારૂં ગામ છે ત્યાં પેટ માટે જઇને આ ભારા વેચશું ત્યારે તે માણસ બોલ્યો કે અમારે ગામ ચાલો, તમારા ભારા વેચાશે ને તમને પૈસા પણ સારા મળશે ત્યારે તે માણસો બોલ્યા કે, બાપ? અહીં તો ગામ નથી, જંગલ છે તારે તે નોકરે કહ્યું કે, અરધા ગાઉ ઉપર ગામ છે, તમો આવો તમને બમણા પૈસા મળશે. આવાં તેનાં વચન શ્રવણ કરી સર્વે ત્યાં આવતા તે શહેરની ભવ્ય શોભા જોઇ મનમાં આશ્ચર્ય પામ્યા ને મનમાં વિચાર કરતાં કરતાં તે રાજા પાસે આવ્યા તે સરવે વાત કહી કે અમારા આ લાકડાના ભારા રાખી અમને પઇસા આપો, અમે ગરીબ છીએ એમ કહી મૌન રહ્યા.

ચોપાઇ—એવાં વચન સેવકનાં સુણી ખુશી થયો નગરનો ધણી, સો સો મોહોર આપી તેણીવાર, ગરીબ જાણી કર્યો ઉપકાર. મુખ થકી તેણે વાણી કહી, તમને ગમે તો રહોને અહીં ખાઓ પીઓ કરો ફુલ કાજ, જે જોઇએ તે લેજો આજ, એવાં રાજાનાં સુણી વચન, ખુશી થયાં સઉકોનાં મન; છૈયાં છોકરાં લાવી કરી, રહ્યા તે ઠેકાણે ઠરી. કોઇને મનાઇ રાજાની નહીં, આવે તે વસે તહીં; પગ મેલવાનો નથી કાંઇ ઠામ, એમ લોક મળ્યા તે ગામ. સીરકસ્તાનતો ભાગ્યું સહી. લોક ઉચાળા લાવ્યા તહીં; કોટવાળ કરે નગરની રખવાળી, તેને કાને પડીઓ સવાલ; વજીરને તેણે જઇ કહ્યું ઉતપત નગરમાં થયું. રયત બધી ઉચરી ગઇ, અરધી નગરી ખાલી થઇ; તમારૂં શહેર તજીને જાય. ત્યારે તે બોલ્યા મુખ રાય; ત્યારે વજીરને આવી આશ, કહેવા લાગ્યો બેસી પાસ; બોલ્યા પછી મુખે સરવથા, એ વાત મનાતી નથી, બાર ગાઉ ઉપર ઝાડી અપાર, વાઘ ઘણા રહ્યા તે ઠાર, તહાં કેણે વસાવ્યું ગામ, દેવ રક્ષણ દેતાઇ કામ, એતો અચરજ સરખું સહી, જાઓ તમો જોવાને સહી, ત્યારે કોટવાળેવાણી કહી, નગર તમારે રેછે સહી; ખબર તમે રાખતા નથી, શહેર ઉજડ થશે સરવથી.

કોટવાળ ઘડી સ્વારીએ તે સ્થળે ગયો ને જુએ છે તો જાણે બીજો સૂર્ય ઉગ્યો હોય એવો પ્રકાશ નિરખી ત્યાંના લોકને ધન્યવાદ આપ્યો કોટવાળ આવવાની ખબર પ્રજાએ રાજાને કહેતાં રાજાએ આજ્ઞા કરી કે, તેને રત્ન મેહેલમાં બેસાડો ને તેની આગતાસ્વાગતા કરો, આ પ્રમાણે રાજાની આજ્ઞા થતાં કોટવાળને તુરત રત્ન મેહેલમાં લઇ ગયા, તો ત્યાં જળહળજોત ઝગારી રહી છે. અત્તર ગુલાબના ફુવારા છુટી રહેલા હતા. ત્યાં કોટવાળ પાસે ઇંદ્રપુરીનો રાજા જાણે બીજો હોય નહિ એવા ઠાઠથી રાજકુંવરને આવતા કોટવાલે સલામ કરી બે હાથ જોડીને કહ્યું કે સિરકસ્તાન મારૂં ગામ છે કે જ્યાં સત્યવાદી જાલમસંગ નામે રાજા રાજ કરે છે. તેણે જે વાત કહેવાને મને મોકલ્યો છે તે હું કહું છું આપ રોશ કરશો નહિ, રાજકુંવરે કહ્યું કે રાજાએ શું કહેવરાવ્યું છે તે મને કહો, એમાં રોશ કરવાનું કારણ નથી.

ચોપાઇ—ત્યારે કોટવાલે જોડા બે હાથ બોલ્યા રાજકુંવર ની સાથ, તમે છો દેવાંસી અવતાર, એમ દેવ રચનાં દીઠી આ ઠાર. કોણ જાતને શું છે નામ કેમ વસીયા છો આણે ઠાંમ, શેહેર અમારૂં ઉજડ થયું અહીં આવીને વસીઆ સહુ એક મેણુમાં બે તરવાર, કેમ રહે કેમ રહેશે તે કરો વીચાર અમ શેહેર સમીપે વસીયા તમો, કંઇપેર કરશુંજી અમો, જુધ કરવું હોય જો મન, તો તૈયાર છે મારો રાજન દગો કરવા આવ્યા આ ઠામ એ વાતમાં રાજી નહી રામ,"એ વાતનો પ્રતી ઉતર દીજીએ. પછે પંથ અમારો લીજીએ, ઇશ્વર આણુ એ વેળા સહી સાચી વાત જો કહો નહી, લસ્કર નથી મુજ પાસે નથી મારે લડવું કો સાથે નથી નથી જોઇતુ કોઇનું રાજ, નથી લડવાનું મારે કાજ નથી કોઇની સાથે મારે વેર હું તો બેઠો છું મારે ઘેર; બેઠો ધ્યાન ઇશ્વરનું ધરૂ, ત્યારે વચન પાળુ પાંસરૂ, સુખે રાજ તમારૂં કરો ત્યારે કોટવાળ હરખ્યો મન, માગી શીખ ઉઠયો તે દન; ગયો પાછો પોતાને ગામ; વજીરને મળ્યો તે ઠામ; વાત વિસ્તારી સહુને કહી જે જે વાત તે સાથે થઇ, સરોવરને સઘળુ ને ગામ ઇંદ્ર સરખો રાજા તે ઠામ; મને ઘણી આબરૂ આપી સહી, સંતોખીને મોકલ્યો અહી તારે વજીરની થઇ નીશ્ચય, આવ્યો રાજ સભાની માંય; દંડવત કરીને નામીયું શીશ, પછી ભુપ બોલ્યો તે દીશ; આપણા શેહેરથી ત્રણ જોજન, ઘણી ઝાડી ભયાનક વન; ત્યાં તો વસાવ્યું કોઇએ શેહેર દેવ ઠામ દેવતાઇ મેહેલ; ઇંદ્રાસનથી શોભા સહુ શું મુખે વીસ્તારી કહું આપણા લોક વસ્યા ત્યાં જઇ, આપ નગરી ખાલી થઇ; કોટવાલને મોકલ્યો તે જાગ્ય. તે જઇને જોઇ આવો બાગ પુછી વાતને લાગ્યો પાર, તેપણ વાત કહું આ ઠાર: ઘણું રૂપને શોભા વિશાળ, છે કોઇ પરમેશ્વરનો લાલ. કહું કાંઇ નડતો નથી સુખે રાજ કરો સરવથી.

વજીરનાં વચન સાંભળી રાજા આશ્ચર્ય પામ્યો ને સભા પણ વિ-

રમય પામી કે, આપણા શહેરને પાદરે કોણે ગામ વસાવ્યું એવો બે માથાનો કોણ છે ? વજીરનાં વચન પણ અસત્ય હોય નહિ, રાજાને ચિંતા થઇ કે હવે શી રાતે શંકા દુર થાય ? કારણ કે મનુષ્યનું આ કામ નથી કોઇ દેવ દાનવનું કામ છે માટે જો કદાચ હું ત્યાં મળવા જાઉંને મને કેદ કરી રાખે તો મારૂં હાસ્ય થાય આવો મનમાં વિચાર કરી વજીરને કહ્યું કે–તમે ચતુર છો માટે તમે બરાબર તપાસ કરો એ દેવ દાનવ કે મનુષ્ય છે તે તપાસ કરો જો કપટી હોય તો પાછા આવજો નહી તો પ્રેમ દર્શાવજો જો કપટી હોય તો યુદ્ધ કરીએ ને સરલ હોય તો મૈત્રી કરીએ આવા રાજાના વચન સાંભળી વજીર તુરત છડી સ્વારીએ ત્યાં ગયો. દુરથી તે શહેરની ભવ્ય રચના જોઇને આનંદ પામ્યો એ પ્રમાણે શહેરની અનુપમ રચના જોતો જોતો વજીર દરબારમાં આવ્યો ને સલામ કરી કહ્યું કે સિરકસ્તાનના રાજાનો હું વજીર છું.

દોહરા—એવા રાજકુંવર સુણી વચન, પ્રસન્ન થઇ બોલ્યો તે દન; મોતી બાગમાં બેસાડો જઇ, હું મળવાને આવું તહી, આગતા સ્વાગતા કરો અપાર, પાન ફુલ મુકો તે ઠાર; એવાં વચન સેવકે સુણી, ગયો સામો વજીરની ભણી, કરજોડીને કર્યો જુહાર; બેસાડયો મોતીના બાગ મોજાર, પાન ફુલ આપ્યાં મુખવાસ, સુગંધ મુકી છે ચોપાસ; અતરનો હોજ ભર્યો છે તહી; ફુવારા જારી કીધાં છે સહી, વજીર દીગમુઢ થઇ, ગયો શોભા જોતાં અચરત થયો; ઠામ, ઠામ મોતીની ઝાલ, એક મોતીનું નવ થાયે મુલ; એવાં કોટી મોતી ચોપાસ દેવ રચના દેવતાઇ વાસ; માનવ કેરૂ નથી એ કામ, શીવ વીરણુ કે બ્રમાનું કામ એમ વીચાર કરે જેટલે રાજકુંવર આવ્યો તેટલે; વજીર

ઝુકીને લાગ્યો પાય; નીચ્ચે દેવતા એ કહેવાય; એવું રહીયાણુ દીઠું રૂપ. ઇંદ્ર સરીખો દીઠો ભુપ; ત્યારે વજીર કરજોડી રહ્યો, રાજકુંવરે બોલ્યા કહ્યો, કોણ દેશને શું છે નામ શા અર્થે આવ્યા આ ઠાંમ ત્યારે વજીરે કરી વીનતી; સીરકસ્તાનનો પ્રથવીપતી જલદશાગ રાજા નુ નામ. તેનો મોકલ્યો આવ્યો આ ઠાંમ, વજીર તેના છીએ અમો, અરજ એક સાંભળો ની તમો, આ દેવ રચના દેવતાઇ મહેલ, એ આ ગામ ઇંદ્રાસન સહેલ તમે છો ઇંદ્રાસનનો ભુપ ધરી આવ્યા માનવનુ રૂપ; અમારા ગામનું પદર સહી. નઉતમ રચના કરી અહીં જો એ અનેક ગત મ ને સહી, માટે ગવે મોકલ્યો અહી કીરપા તમારી હશે સહી, તોતો નગર વસવાનુ અહી નહીતો કોઇ માંણુસની થાશે હાંણુ વીપરીત વાત શાચી નીરવાંણુ, કીરપા દ્રષ્ટી તમારી હોય, તો રાજા મળવા આવે શોય. એવાં વચન વજીરનાં લહ્યા, રાજકુંવરે બોલ કહ્યાં. તમારા રાજાને કહેજો સુખ, શાને તમો ધરોછો દુખ સુખે ભોગવો તમારૂં રાજ, શાને મનમા કરોછો લાજ, ચીન્તા ફીકર કાંઇ કરવી નહીં, સુખે રાજ ભોગવો આહી. મળવા આવો સુખે તમો, એ વાતમાં રાજી અમો, ત્યારે કરજોડી કરી વીનતી, આઠમે દીવસ આવશે અધીપતી, એમ કહી ને મંદીર જાય પાછો આવ્યો જયાંછે રાય વજીરને વિદાયે કરી પોતે સ્ત્રી પાસે ગયા ને હસીને કહ્યું કે, આજ મનની આશા પુરણ થઇ; કારણ કે મારા પીતા મને મળવા આવનાર છે. અન્યોઅન્ય મુખ નીરખી વીયોગને દુર કરશું મારે પીતાની આમના સ્વાગતા કરી યશ સંપાદન કરૂં, આવાં વચન પતીનાં સાંભળી અબોલા ચીજ લાવશે, એવાં સ્ત્રીના વચન સાંભળી વાળનો ધુપ કરતાં તો અબોલા અવી પહોંચી તેણુ રાજ કુંવરે બેસીને નમસ્કાર કર્યો અબોલા આ જોડા ને નીરખી બહુ રાજી થઇ; લાખી ના સબંધમાં વાત સાંભળીને પણુ અબોલા ખુશી થઇ ખોળામાં બે ઉલાને બેસાડી અબોલાએ માથે હાથ ફેરવ્યો, ને કહ્યુંકે કહો મારૂં શું કામ છે? જે ઇચ્છા હોય તે તુરત માગો. કુંવરે કહ્યું માતાજી તમે

ઈંદ્રપુરી ઈંદ્રાસનનો ભુપ તે શીવાય કોઇ બીજા નહી, તમને હું નીસ્ચે કરી અહી નથી તેને કોઇ સાથે વેર આદરમાન આપે બહુ પેર; સફળ જન્મારો મારો કરી, તમ પાસે આવ્યો પાછો ફરી, નીમકહલાલ કરવાને કાજ, નહીતર ત્યાં રહેત મહારાજ; એનાં વચન વજીરનાં સુણી, સભા સઉ અચરજ થઇ ઘણી, રાજા રીઝયો અતીશે કાય, આનંદ તેના અંગ ન માય

આ સર્વ વાત સભામાં થતાં ગુલબંકાવળી ત્યાં હતી તેણે મનમાં વીચાર કરયો કે—મારા ફુલનો હરનાર તો નિસ્ચે તેજ પુરૂષ હોવો જોઇએ માટે મારે પણ ત્યાં જઇ રચના જોવી જોઇએ; રાજાએ વજીરના વચન સાંભળી પરમાનંદ પામી તે સ્થળ જોવાનો નિશ્ચય કર્યો ને સવારી તઇયાર કરવાની આગ્યા થતાં સરવેએ આવી રાજાને સલામ કરી રાજા એક હજાર માણસ સાથે લઇને છડી સ્વારીએ એ અમીર વજીર કોટવાલને પોતના ચાર પુત્રને લઇને નીકળ્યા, ગુલબંકાવળી પણ મરદ વેષે સાથે જાય છે, રાજા ઘોડા ઉપર સ્વારથયો છે, ચારે પુત્ર આગળ ઘોડા ઊંટ છે છત્રીસ વાજાં વાગી રહયાં છે, રાજાના મનમાં આનંદ છે કે કયારે હું એને જોઉં જ્યાં બે ત્રણ ખેતરવા જાય છે ત્યાંતો ઉતમ ધામ જોયું મુખમલના બીછાના જોયા તથા જરીના તંબુ જોયા, આવી અદભુત રચના જોઇ રાજા વિસ્મય પામ્યો ને વજીરને કહયું કે આ બાર કોશના મુકામમાં આવી રચના કોણે કરી? વજીર કહે કે આ નવીન ખેલ આજે થયો કાલે અહીં તો કાંઇ પણ નહોતું.

ચોપાઇ—એમ કરતાં ચાલી આવ્યા પાસ, બારણે આવી રમતા તે દાસ, કરજોડીને બોલ્યો તે દાશ. જલદી રાજાને નમાવ્યું શીશ. વિશ્રામ ઠામ કરયા તમ કાજ, એ સ્થળે વિશ્રામ કરો મહારાજ. એમ કહી લાગ્યા પાય, રાજા મનમાં અચરજ થાય, અસ્વારી રાખી તે રાય પોતે ગયો તંબુની માંય, શોભા જોતાં અચરજ થાય, કહો ભાઇ આતે શું કહેવાય. અચરજ પામ્યા સઘળા લોક, સમીયા તેના મનમાં શોક દેવતા સરખા ત્યાં વીસમે થાય, સહુ રચના જોઇ તે રાય, ખાનપાન

મેવાને ફુલ, સુગંધ બેકી રહી છે અમુલ, જલદરાય બેઠા ત્યાં જઈ, જાણે ઇંદ્રની શોભા છે તહી, ચાર ઘડી ઠરયા તે ઠાર, પછી સ્વારી કરી તઇયાર, ત્યાં આબરૂ મુજને દીધ, સફળ જનમારો મારો કીધ, ક્યારે જોઇશું એમનું મુખ, ધનધન એની માની કુખ, એમ કહીને નીસરયા બહાર, સરવ લુંટાવી દીધું તે વાર, મુખમલ બીછાના જરીનાં કામ, સરવે લુંટાવ્યું તે ઠામ, રાંક લોક સઉ નહાલજ થયા, જલદરાજા સહુ વીસમે થયા. ત્યારે ચાકરે જોડયા હાથ, અરજ કરી બોલ્યો તે સાથ, તમારે મન અમુલખ સહી, મહારાજાને વિસાતમાં નહી, સોનું રૂપું સુશેરને લાલ, હીરા મોતીને પરવાળ, સફાટીકમણી ને લાલમણી, જડીત મેહેલની શોભા ઘણી, તેને નથી ત્રણ ગાત્ર, તમ ઉપર કરૂં ખેરાત. હુકમ પ્રમાણે કીધું અમો, સુખે આગળ પધારો તમો, અરજ પામ્યા સરવ જન, વળી ચાલોને રાજન, જળકારે જબકારો થાય, જેથી રાજા ઘણો અકળાય.

**દોહરો**—જલદરાજા અચરજ થયો, વળી આગળ ચાલ્યો જાય, એક કોશ વળી ચાલીયો, ત્યાં દીઠી વળી રચનાય, બમણું કામ પેલા થકી, બીછાના શુભ અમુલ્ય, તેની રચના શી કહું, સુરજને સમતુલ્ય, જળહળ જોત ઝબકી રહયાં, ઘણાં ચીત્રવીચીત્ર કામ, રાક્ષસ જાત સરવે મળી, તેણે કીધો દંડ પ્રણામ: આગતાસ્વાગતા ઘણી કરી દીધું ઘણુંએક માન; અબીલ બરાશ ને મેવા ફુલ ફળને પાન; એક ઘડી તેમાં કરી, વળી ત્યાંથી નીસર્યા બહાર; પણ લુટાવ્યું સહી, નવલાગી વાર, ત્યારે રાજા મુખથી બોલીયો, શું કરો છો આ કામ: હમારા બાવીંદના હુકમથી, તતપર ખેરાત આ ઠામ, કશી ગણતરી એની નથી ખજાને ખોટ, હીરા ઝવેરના ઢગલા બારણે, તેને શી વાતની ખોટ, એ હજુરી રાયની, નથી દીઠી તે રચનાય; લુટાવી દીએ એક પલકમાં, તે જોઇને વીસ્મે થાય; એમ વાત કરે તહી, આણંદ અંગ ન માય; તાજલમુખને ખબર થઇ, કે આવ્યા મુજ પીતાય.

**ચોપાઈ**—ઘણું પ્રસન થયા તે વાર, પોતે સ્વારી કરી તૈયાર; [illegible]ને સાજા [illegible], [illegible] ધરી પોતે સંચર્યા, દીવ્ય વસ્ત્ર સજ્યા

શણગાર, શોભા કેતાં નવ આવે પાર: કામદેવ સરીખુ રૂપ, ઈંદ્ર સરીખો દીસે ભુપ, છડી સ્વારીએ આવ્યો તહીં, એક કોસ સામો તે સહી તે જલદરાયે જાણી વાત, રૂવે રૂવેથી થયો રળીયાત; ધન ધન મારો આજનો દન, પરમેશ્વર થયો પ્રસન્ન; ઘેર બેઠે ગંગા મળી, જોતામાં પાપ જાશે પરજળી; મારા પુન્ય તણો નહી પાર, સામો મળવા આવ્યો આ ઠાર; એમ વીચાર કરે છે રાય, રાજકુંવર ઉભા છે ત્યાંય; જાણે બીજો દીનકર સુર, એવું ઝળકે મુખપર નુર સભા સરવે ઝાંખી થઇ, કોઇથી સામુ જોવાય નહી જલદરાય ઉઠયો તેનીવાર અન્યો અન્ય કરયો જુહાર, પ્રેમ આલીંગન દઇને મળ્યા, દુઃખ હતાં તે ટળ્યાં રાજકુંવરે કરી વીનતી, ભલે પધારયા પૃથ્વીપતી; શરણે આવ્યા તમારે આજે, પુંરણ ભાગ્ય અમારે કાજ; રાંક જાણી કરૂણા કીજીએ જશ મહીમા અમને દીજીએ; કરૂ સેવા હું રૂડી પેર, આજે પધારો મારે ઘેર, તેમ રાજા અચરત થાય એ સાચુ કે સ્વપ્નું કેહેવાય, બંકાવળી સરવે જુવેછે ખ્યાલ, તે પણ મનમાં થઈ ખુશાલ એ નર શીવાય બીજા નહી જોઇ ચરચા શું થાય અહી. એમ જોઉ સઉ અચરજ થાય, ઉઠી ત્યાંથી સરવ સભાય; અસ્વારી થઇ તૈયાર આગળ રાજા પાછળ રાજકુમાર, છત્રીસે વાજાં વાગે સહી. બીજી શોભા નવ જાએ કહી. એ રીતે આવ્યા પુર પાસ જાણે શોભા સુરજ પ્રકાશ ત્યાંની દઇવી રચના જોઇને રાજા આનંદ પામ્યો બાગ, બગીચા, રાવટીને જાલ વિગેરેનું તમામ કામ સુવર્ણનું હીરા જડીત હતું સોના ને રૂપાનાં વૃક્ષો હતા તે વિગેરે નીરખીને સર્વે મહેલમા આવતાં રાજકુંવરે હુકમ કરયો કે-હીરાબાગ તૈયાર કરો ને તેમાં રાજાજીને ઉતારો આપો. હીરા બાગમાં કરોડો દીવા બળી રહેલા હતાં જરીના બીછાનાં અને તકીયા હીરા જડીત હતા તેના ઉપર રાજાને ઈંદ્ર સમાન બેસાડયા ને અતર ગુલાબના ફુવારા શરૂ કર્યા ને રંગબેરંગી પુષ્પોનો છાંઓ આવી રંગરાગ થઇ રહયો. ગુણકાનો નાચ જોતાં સર્વે સાથ આનંદ પામ્યો એટલે રાજકુંવર બોલ્યો કે-હે રાજા? તમારી હકીકત મને કહો, રાજરીતી શી રીતે કરો છો ? તમને અો

તથા સંતતી કેટલી છે તે કહો ? પ્રધાન તથા કોટવલ વગેરેના ડહા પણાની વાત કહો. પછી અમે અમારી વાત કહીશું આવ તે કુંવરનાં વચન સાંભળી જલદશાંગે કહ્યું કે હું મારી હકીકત કહું છું તે ચિત દઇને શ્રવણ કરો મારા પ્રધાન તથા કોટવાલ ઘણા ડાહ્યા છે મારે એક સ્ત્રી છે તેને આ ચાર પુત્ર છે તે મહા ગુણવાન છે મારી આજ્ઞા પાળે છે, જરાપણ તેઓને ગર્વ નથી.

દોહરા—ત્યારે રાજકુંવર પછે બોલીઓ કહી તમોએ સત્યજ વાત ચાર પુત્ર તમો કહો પણ મેં સાંભળ્યા પાંચ તમો જે ચાર કહો છો સહી, તે અચરજ સરખી વાત પાંચમો પુત્ર કયાં ગયો સાચુ કહો વીખ્યાત જલદશંગ ત્યારે બોલીયો, સાંભળો રાયજી વાત; પાંચમાની વાત કહેવાની નથી તેમાં ગણો ઉતપાત; જન્મ થયો તે પુત્રનો જોશીએ કરયો વીચાર આ પુત્રને જોતાં અંધ થશો એ અચેરજ સરખી વાત માટે દેશવટો દીધો એ પુત્રને કહાડયો જંગલ માંઝાર વજીર સાથે પરવરયો રક્ષા કારણ સાથ; ત્યારે રાજકુંવર પછે બોલીયો, કેવું હતું તેનું રૂપ નામ તેનું શું હતું વીસ્તારી કહો મુખ; જલદશંગ તવ બોલીઓ, શું જાણું એનું નામ; વજીરને પછે તેડીઓ સાચુ કહો આ ઠામ; તે વજીર આવી ઉભો સહી કરજોડી કરયે પ્રણામ; શું ફરમાવો છો રાયજી. એમ કહીને નમ્યો તે ઠામ; રાજકુંવરે પછે ઓળખ્યો, નીસ્ચે વજીર કહેવાય; એણે પાળી મોટો કરયો, એ વાતમાં નહી સંદેહ ભણાવ્યો ગણાવ્યો છે મુને, કીધો ઘણો ઉપકાર એમ વીચારી મન વીખે, પુછયું સભા મોઝાર પાંચમો પુત્ર રાજા તણો, તે સોંપ્યો તમને જાણ, તેના નામ કલા ગુણ, ચાતુરી ધારીને કહો મંડાણ પછે વજીરે માંડી કહી જે પુરવે હતી વાત, તે સાંભળીને હરખીયા, ખુશી થયા સહુ સાથ, ત્યારે વજીર કહે સહુ સાંભળો કહુ અચરત એકવાર પાંચમો પુત્ર જે હતો તેવો છે આ રાજકુમાર, એ કન્તિ ચતુરાઇ તે તણી રૂપ રાગને રંગ મે પરીક્ષા એની કરી, પાંચમો પુત્ર એશંગ, મારા પુન્યથી ઓળખ્યો, સાચી કહુછું વાત, મહારાજા એ ખોટી કહો, વીસ્તારી કહો વાત,

માતાપિતા બોલ્યાં કે–હે પુત્ર ! તું કુળતારણ છે. તને અને પદ્મની પરણાવીએ તું સંસારનું સુખ ભોગવ, એમ કહી તેની પાસે રડવા માંડતાં કુંવરે કહયું કે, માતાજી ! ચીંતાને દુર કરો, જે સ્ત્રી પરણ્યો છું એ તમારી દાસી છે એવાં પુત્રનાં વચન સાંભળી માત પિતા બહુ આનંદ પામી બોલ્યાં કે. દીકરા વહુનું મુખ દેખાડ તોતો અમારૂં સરવ દુઃખ જાય એટલે કુંવર મહેલમાં ગયો. એટલે બે સ્ત્રી ઓ ચરણમાં નમીને સન્મુખ ઉભી રહેતાં કુંવરે કહયું કે મારા માતપીતાને મળવા આવ્યા છે, તે તમને મળવા માટે બોલાવે છે, માટે તમે બે ચલો, ચક નાંખીને બેસજો તમારૂં શરીર દેખાડશો નહી. એટલે મારા બાપ પુછશે કે તમારે અમારી પાસે ઓઝલ કેવી ? તમે તો અમારા છોકરા છો ખોળામાં બેસો ત્યારે તમે કહેજો કે તમારા દર્શનની ઘણી ઇચ્છા હતી તે આજ દરશન થતાં અમારો જન્મારો સફળ થયો છે; પણ અમારા ગુલામ અહીંયાં રહે છે તેને અમે કેમ અમારૂં મુખ દેખાડીએ આ પ્રમાણે શીખવીને માતપિતા પાસે બેશીને શણગાર સજાવીને લાવ્યા, એટલે દાસીએ ચક નાંખતાં બે સ્ત્રી પડદામાં બેઠી ત્યારે રાજારાણી બોલ્યાં કે, શા માટે લાજ ધારણ કરો છો ? તમે તો અમારાં છોકરાં છો, આતો કુટુંબ મીત્રો છે અહીં બીજું કોઇ માણસ નથી.

ચોપાઇ—ત્યારે લાખી બોલી તહીં, તમે કહયું તેમાં સંદેહ નહી, માતાપિતા તણી શી લાજ, પણ એક અચરજ સંભળાવું આજ; ચારે પુત્ર તમારા સન્મુખ, તેને કેમ દેખાડું મુખ; મારા દેશમાં એક રમત રમવા આણી નેહ, હારજીતની પાડી હોડ, રમવા માંડયું તે ચારે કોડ; એ સરવે હાર્યા મારે ધામ, છેલી બાજુએ થયા ગુલામ; બાર બાર વરસ મજુરી કરી, આ વરને હુતો વરી, કરજોડી ઉભા મુજપાસ, માગી રજા આણી ઉલાસ; બાર વરસ ગયાં છે વહી, હવે રજા આપો ઘેર જઇએ સહી; જાણે દીધું જીવતદાન, લાચાર થઇ બોલ્યા એ વાણ; માતાપીતાને મળીએ જઇ, કરજોડી એમ વાણી કહી; ઘણી વીનતી મારી કરી, પછી ગુલામી ડામ દીધા સહી, ઝંગા ઉપર દીધા

એ વાતમાં સંદેહ નહી; નહીતર બોલાવી પુછો તાત, પછે માનજો સાચી વાત જોઇને કહાડી મુકો તમો, તોતો આવી મળીએ અમો, એ વાતનું મોટું દુઃખ, ગુલામને કેમ દેખાડું મુખ. ઇશ્વરની આણ. એ સાચી વાત, ના માનો તો જુઓ સાક્ષાત; અચરજ પામી સજનને તાત, આતો અચરજ સરખી વાત; તે વારે જાણુ શરમીંદા થયા, નીચુ જોઇને ત્યાં ઉભા રહ્યા, માનભંગ થયા તે વાર, નીચુ જોઇએ નીસરયા બહાર. ભાગ્યો તે તણો હંકાર, પછી ચકથી નીસરયા બહાર, જાણુ વીજળી ઉતરી આકાશ તેથી રૂપ ઘણું પ્રકાશ દેવરૂપ ધરી કરી બંનો નારી ત્યાંથી પરવરી સાસુ સસરાને લાગી પાય, કરજોડી ઉભી તે જાગ અમો દાસી તમારી આ ઠામ જે ફરમાવો તે કરીએ કામ રાણીએ કર મુકયો શીશ અખંડ શોભામ દીધી આશીશ પદ્મણી સ્ત્રીમાં કોણ માત્ર ઘણી નાજુકને ગોરૂ ગાત્ર, ત્રપત થયાં જોતામાં મન ઘણી ખુશાલી દીધી તે દન. રાજાએ રાણીએ આપી રજાય, રાજ સભામાં જઇ બેઠા રાય પાંચમા પૂત્રને પાસે લેઇ પછે મેહેલમાં વીનતા ગઈ, શું વીત્યુ ભાઇ તમારી કાય, સહુ વીસ્તારીને કહો આંય, ત્યારે રાજકુંવર સઘલી તીહાં કાધ. રાજાએ શુણી સરવ લીધ. વાત સાંભારી અચરજ થયા, પછે રાજાએ બોલજ કહ્યા, પછી ચાર પુત્રને બોલાવી કરી, ચતુરાઇ ભલી તીહાં તમે કરી, ન આપત ફુલ તો ઘાતજ થાત, તાહાંરે ઘસતા પડત હાથ.

ચોપાઇ—એવું મન વીચારી કરી, સઘળાં સાથે વાણી ઓચરી, અબોલાને લાવો આહીં, તેથી કામ થવાનું સહી સુણી વચન ગઇ તે દાસ આવી અબોલા કેરી પાસ, મુખથકી તેણે વાણી કહી ગુલબંકાવલી તેડે છે સહી, માટે આલો મારી સાથ, એવી સુખથી કહી તે વાત અબોલા ધ્રુજવા લાગી મન; કેઇ આવ્યું શીર વીઘન; મનમાં હીંમત બહુ ધારી ચાલીસ, સાહેલી સાથે પરવરી, ગઇ બાગમાં વીનતા પાસ એક અબલા બીજી દાસ રૂદન કરતાં દીઠી નાર, મુખ ઉતરી ગયું તેવાર, શું દુખ તમને થયું છે માત, મુજને કહોને સાચી વાત, જે ફરમાવો તે કીજીએ. હુકમ તમારો શીર લીજીએ શી વાતનું તમને દુઃખ, વીસ્તારીને કહોને મુખ ત્યારે બંકાવળીએ વાણી ઓચરી, તું મુજને દુખીયારી કરી, હવે રૂવે રૂ તેથી બણુ

છું અમો, તે વહની સળગાવી તમો, જમાત્ર કરીને રાખ્યો પાસ તે નરને લઇને આવ્યો પાસ તન મન તે મારા પ્રાણ, તેને વીજોગે દુખીયારી જાણ; તે નરની મુજને વહની થઇ, એમ બંકાવળી બોલી તહી. ભોગવું તે નરની કાય ત્યારે હૈડું સીતળ થાય; તે ઉપર છે સબળ દુખ શું વીસ્તારીને કહીએ સુખ દુખ તજોતમે મનથી લાજ, લાવું ચાર ઘડીમાં રાજ; એમ કહી અબોલા ગઇ; મન વેગે જઇ ઉભી રહી; વાયુ રૂપ તેનેશીચાર જઇ કરી ઉભી તે ઠાર, રાજ કુવરનું હરખ્યુ મન ચરણે નમી બોલ્યો વચન માતાજી પધાર્યા તમો, પ્રસન થયા છીએ અમો: ત્યારે હરીને અબોલા બોલી વાણ, ખુશાલી લાવી ચતુર શુજાણ; પુર્વ જન્મનું તમારૂ પુન્ય, બંકાવળી તુજ ઉપર થઇ પ્રસન, તન મનથી ભજેછે તુને તેડવા કારણ મોકલી છે મુને; નેવના પાણી મોભે જશે, તે વીનતા તો તાહારી થશે. રાજકુવર તો થયો રળીયાત, એ તુજ પ્રતાપે માહરી માત ગગન માર્ગે ચાલી ગઇ. ત્યાતે વાત એક વીપરીત થઇ. તેની માતા એ જાણ્યુ સહી તે મળવાને આવી તહી.

દોહરો—પુત્રી પાસે તે જઇ કરી, બોલી મુખથી વાણ; ઘણા દીવસે તુ દીકરી ક્યાંથી આવી તાણ, સુનો બાગ તમારો થયો, મેં સાભળી એવી વાત, તે કારણથી આવી અહીં: સાચી કહેને વાત ક્યાં ગઇતી તું દીકરી, મુકીને આકામ; લંછન લાગે કુળને, તેં કીધુ એવું કામ. મ્રતલોકનુ માનવી તે ઉપર થઇ રળીયાત; તું ગઇ વસ્તીમાં તારૂણી મેં એવી સાંભળી વાત કુળને કલંક લગાડવા તું અવતરી મારે પેટ; ધીક અવતાર તે તહારો, મારૂ જન્મુતર હઠ્યુ વેઠ આપણ અપછરા ઇંદ્રની ગાંધર્વલોક અવતાર; માનવ કશા લેખામાં નહી તે નવ કરયો વીચાર એમ કઠણ વચન ઘણાં કહ્યા, તે સરવ સાંભળ્યા કાન હુતો કાંઇ નથી જાણતી, કોઇ પુરૂષની વાત, પછે મુખેથી વચન ઓચરી માતાને દઇ માન; જાણું આળ મુકે મુને, તો હું કરીશ ઘાત જીવને કુવાર હતો નહી; નવ ગમ્યુ આહાર; રમવા કારણ પરવરી સાહેલી સાથે બહાર. જાણુ તોહેમત મુકોમને, એમ કહીબાર્યા લોચન તારે

સંદેહ ભાગ્યો મનના તણો, હરખી પોતે મન; એમ કરતાં નીસાવડી રહી પુત્રી પાસ; અબોલા આવી તેસમે, તેની પાસે તેડી દાસ સુખ· થકી તેને કહ્યું લાવી રાજ કુમાર; અરજ કરો જઇ માહરી એમ કેતરાવ્યું તેહાંમ ત્યરે સાનમાં સમજાવી ફરી; આવ્યા મનનો માન્યો આઠાર; બંકાવળીએ ઇશારત કરી. ઉતર્યો બાગ મોઝાર; એકાંત જ ગા છે તાહરી, તહી શોભાં કહી નવ જાય, તાંહા મુકામ આપો રાયને, અબોલા થકી વીનાય એમ કરતા રજની પહોર થઇ સુની તેની માત; બંકાવળી ઉઠી પછી, આણંદ અંગ ન માય.

ઉમંગથી સોળ સણગાર સજી મદ ભરેલી સુંદરી જ્યાં રાજકુંવર બેઠો હતો ત્યાં રમ ઝમ કરતી આવી દ્રષ્ટી અરસ પરસ મળતાં રાજ કુંવર મોહ પામ્યો મોહના બાંણ વાગવાથી તે પ્રથ્વી ઉપર પડતાં બંકાવળી આશ્ચર્ય પામી તેનું માથુ ખોળામાં લઇ અમ્રત દ્રષ્ટિથી જોઇ શીતલવા નાખવા લાગી,કામ દેવ સરખો તેને નીરખી રૃદયમાં પ્રેમ ઉપજ્યો ઇંદ્ર સરખો નીરખી સર્વ દુખને ભુલી ગઇ અને મન વીહ્વળ થયું રાજકુંવર સુદ્ધી આવતાં જોવો વળી ત્યાંથી ઉઠ્યો કે ચરણમાં પડી દ્રષ્ટી અન્યો અન્ય મળી બંનેનાં ચીત મળીગયાં ને બંકાવળી બોલી કે ભલે પધાર્યા જે દીવસથી મારી વીંટી બદલાઇગઇ તે દીવસથી નીંદ્રા આવેલી નથી. હે મારા હૈયાનાહાર આપ અન્ય પુરૂષ શાખ આપ સમાન છે આવું વચન સાંભળી કુંવરે પ્રેમથી બાથમાં લઇ ગાન્ધર્વલગ્ન કર્યાં પછી વીનોદ કરતા નીંદ્રાવશ થઇ ગયા ત્યાં મધ્ય રાત્રે તેની મા બાહાર નીકળી જુવેછે તો બેને સુતેલા જોઇ ખેદ પામી પુત્રી શાથે પુરૂષ સુતેલો જોઇ જ્વાળા લાગતા પગ ઝાલીને આકાશમાં ગોફણની માફક ફેંક્યો ને બંકાવળીને દશ વીશ તમાચા માર્યા. ને પોતાના નગરમાં લઇ જઇ ત્યાં પોતાના પતીને સર્વ વાત કહેતા પુત્રીના આચરણ માટેકરીને તેને કેદ કરી કેદમાં પણ તે નરના નામને ભુલતી નથી રાત દીવસ તેનુ રટણ કરી ઝુરવા લાગી અન્ન જલ અને નીદ્રાનો ત્યાગ કરી ગાંડાની મ ફક બનીને કલ્પાંત કરવા લાગી સર્વ શણગાર

તજી બાહોશ થઈ પૃથ્વી ઉપર પડતાં દાશીએ શરવ વાત તેના માત પીતાને કહેતા તેના માતા પીતા વીશેષ કોપવાથી તેના પગમાં બેડી નાંખી ગળામાં તોખ નાંખીને થાંભલા સાથે બાંધીને કહ્યુંકે કુળને કલંક લગાડનાર તને ધીક્કાર છે નફટ હજુ તે વાત મુકતી નથી ચુપ રહે નહી તો મારી નાખાશ એમ કહી તેને કેદ કરી હવે કુંવરનું શું થયું તે જોઇએ

ચોપાઇ—ફેરોશ કરી ફેંકયો તે વાર, જાણે ગોફણ ફેરવી તેની વાર; સમુદ્રમધે પડયો જઇ, ગયો ત્રણ જોજન ત્યાંથી સહી. પ્રભુની માયા અપરમપાર, બચાવી લીધો તેણીવાર; આવરદાની દોરી લાંબી સહી; તે કોઇથી તોડાયે નહી સમુદ્રે છોળ મારી તે ઠાર, કાઢી નાંખ્યો જળની બહાર સવા પોહોરે થયો શાવધાન આંખ ઉઘાડી જોયું તે ઠાર જુવે તો દરીયાનાં નીર, એ તરપ ઝાડી ગંભીર, વીચારયુ પોતાને મન લખીત વાત થઇ તે દન હવે આશા જીવ્યા તણી નથી,એમ વીચર્યું મનમાં કથી. કરમે કીધુ ભોગવશે દેહ,; એ વાતમાં નહી સંદેહ એમ મનમાં વીચારી કરી, ત્યાંથી ચાલ્યો હીમત ધરી; એક કોશ ગયો જેટલે વાડી એક દીઠી તેટલે; ઘણી ખુશાલી મનમાં થઇ, અમરત ફળ વળી દીઠાં તહી. એમ વીચારી પેઠો તે માંહે, અચરજ સરખુ દીઠું ત્યાંહે જાણે માણસ કેરાં શીશ, એવાં ફળ દીઠાં તે દીશ હરવા લાગ્યા અપરંપાર છુટી પડયા ધરતી મોઝાર,વજરથી કઠણ કીધું મન, હીમત રાખીને તેદન મારી ઠોકરને ચાલ્યો જાય, હીમત રાખી મનડામાંહ વળી કોસમુકી તે જાગ, ત્યાં દીઠો એક બીજો બાગ; ઘડા જેવડા દીઠા અનાર,તેની શોભાનો નહી પાર, ફળ મધે અનારનાં ઝાડ, બીજી ઝાડી ભાર અરાડ. રાજકુંવરનું હરખ્યું મન એક ફળ તોડયું તે દીન, ચીર્યું ફળ ત્યાં તેની બાર નીકળ્યા જનાવર અપરંપાર, ઉડવાને લાગ્યાં ચોપાસ ત્યાં શોભાતણો આભાશ મેવાતણો ત્યાં પારજનથી, ફુલેફુલે શુકહુ કથી;શીતળનીર સરોવર સાર, અમ્રત સરખું તેમાં વાસ આશપાશ દરીયાનાં નીર,તે મધે રચના દીઠી તે તીર; પીધુ નીર ફળ ખાધાં લઈ, પછે મન વિચાર્યું તહી

દોહરા—નીશા પડી તેને સહી, હીમત રહી મન; નીશ્રામ કર્યો જઇ ઝાડ ઉપર, તેને સમે રાજન, તે ઉપર મહેલ હતો, એક મેનાનો સાર; બચ્ચાં ચારછે તેહમાં, પાંચમી મેના નાર તે જનાવર નથી જાણતાજે ઉપર છે માનની જન;ઘટીકા એક રાતજ ગઇ ત્યારે બચ્ચાં બોલ્યાં વ. ચન માતાજી કહો કાંઇ વારતા, વાકેફ કરોની આજ; હવે અમે મોટા થયા જાશું ચરવા કાજ. આ જંગલની વારતા, માંડીને કહો વાત કઇ દીશાએ જઇએ અગો, ચરવા કારણ માત એવાં વચન પુત્રનાં સુણી મનમાં થઇ રળીયત; પ્રશન થઇ તે ઓચરી, પુત્રની સાથે વાત ઉપર દીશા ભણી પહાડ છે ઇહાંથી એક જોજન, હીરાતણો એ છે સહી, તે ઉપર એક શરોવર સાર; તેની પાસે એક ઝાડ છે, તેના ગુણનો નહી પાર;તમ આગળ તો હું કહુ. ઝાડતણો ગુણ સાર સાંભળ સુત હેતે કરી માંડીને કહુ આંય; પ્રથમ ગુણ કહુ પાંદડાં તણો, વાગ્યા શરીરે ઘાસ પાંદડાં તે ઉપર મુકતા, તરત રૂજાઇ જાય ફળ ખાંધે કરમ વીખે. તે ઉડે ગગન મોઝાર સો જોજન જાએ સહી, એક પલકમાં નીરવણ, ડાળીતણી જે લાકડી, મારે વજરની માંહ. કટકા થઇ અગની પડે, તે વેળા તે સાંય;છાલતણી ટોપી કરે, ધરે શીશ આણી નેહ;સરગ મરત પાતાળ ફરે, પણ કોઇ નવ દેખે દેહ. એવા ગુણ છે ઝડમા હઇયામાં હીનાલાલ પણ ત્યાં જઇ કોઇ શકતું નથી, ત્યાં રહે વીકરાળ, ત્યાં રહીને તે કરે ઝાહાડ પહાડની જાણ; પશુ પક્ષી કે માનવી, જાય તેના લે પ્રાણ.

દોહરા—જોતાં જોતાં ચાલીયો, ધીરજ ધરી રાજન; દીઠી રચન તે પહાડની, હીંગ જોતા અપાર. ચડ્યો છેક ઉપર લગી, ત્યાં દીઠું તલાવને નીશાની સાચી મલી સઘળી તેણે ઠાર. પાદડાં ને ફળ ખાધાં તહી, ક્ષણ ન લાગી વાર; નજીક જઇ પહોચ્યો તહી, દીઠો નાગ વીકરાળ; દીઠો મા નવી તેને સહી, રાજકુંવર તેણી વાર. ઝાડ ઉપર ચડ્યો સહી. ફળ ખા ધાં તેનો સાર; મેનાનાં વચન સાચાં મળ્યા, સંદેહ નહી લગાર, છાલ કાઢી ટોપી કરી, તે ધરી પોતાને શીશ, ભાંગી લીધી એક જેષ્ટીકા, પછે તજ્યો હામ તે દીશ.

મનમાં વિચાર કરયો કે નાગનો મણી મારી પાસેછે તે કોઇ દેખશે તો લઇ લેશે માટે તેને ગુપ્ત રાખું એવો વીચાર કરી તરત જાંઘ ચીરી તેમાં મણીને મુકી, પાંદડું સાથે મુકતાં તરત ઘા રૂઝાઓ એટલે આગળ ચાલ્યો. ટોપીમાં એવો ગુણ હતો કે કોઇ દેખે નહી તેથી નિરભય થઇને ચાલતાં આનંદ પામ્યો કે અમુલ્ય વસ્તુ મારે હાથ લાગીછે લખ્યા લેખ મટતા નથી. એ વીચાર કરતા મહા અઘોર વન કે જેમાં વાઘ આદી હિંસક પ્રાણીનો મહા ડરછે તેવા પ્રાણી નજર આગળથી જાયછે તો પણ નીરભય થઇને તે ચાલતો ચાલતો પહાડ પાસે આવ્યો. તે ઉપર એક મહેલ હતો તેનો ચંદ્ર સરખો પ્રકાશ હતો તે પહાડ ઉપર ચડયો. પણ મહેલમાં કોઇને દેખતો નથી એમ ચઢતા ચઢતા જ્યાં સાતમે માળ ચડયો તો એક સ્ત્રીને રૂદન કરતાં સાંભળી. જઇ તેને મળ્યો અને પુછતાં માલુમ પડયું કે તે બંકાવળીના કાકા ની દીકરી બુલબુલપરી છે અને તેના ઉપર એક રાક્ષસ આશક થઇ ઉપાડી લાવ્યો છે ત્યાં બંકાવળીના કરતાં સવાયો બાગ જોઇ પોતાના સુખનું સ્મરણ થતાં ઝુરવા લાગ્યો જો કે બચ્ચાં રાત દિવસ સેવા કરે છે તોપણ તે વિયોગ વેદનાથી પીડાવા લાગ્યો રૂબેબચ્યા એક વખત દીવસમાં આવી અમ્રત ભોજન લાવી ધીરજ આપતી હતી સ્વર્ગમાં કાગળ લખ્યો કે આપની પુત્રી ઘેર આવી છે ચિંતા કરશોનહી, એક કાગળ લઇને કાશદ તુરત ગયો વાયુ વેગથી કાસદે જઇ કાગળ આપતા સભા શરવ ખુશી થઇને રાણીને કહેતા તેપણ રાજી થઇને રાજાને કહ્યું કે મારે મળવા જવું છે મળવા જવાની રાજાની રજા થતા બંકાવળીએ કહ્યુ કે હું પણ મળવા આવું કે જેથી મારી ઉદાસી મટે કુંવરીના વચન સાંભળી રાણી રાજી થતાં બેડી બાગી નાખી ને બંને આકાશ માર્ગે ચાલ્યા બેપહોર દીવસ ચડતાં ત્યાં પહોચતાં રૂબચ્ચાંને તેઓના આવવાના ખબર થતાં તે સામી ગઇ ને કાકીને પગે પડીને તેણે બંકાવળીને પણ દીઠી ત્યાં આમળ રૂબચ્યા તથા બંકાવળી મલ્યાં અને રાજકુંવર આહીયાં છે માટે તું ફીકર ના કરીશ પરમેશ્વર કરશે તો થોડાં દિવસમાં તે પુરૂષને

તને મેળવીશ, પછી રાક્ષસ આવ્યો અને તેના સાથે રાજકુંવરે લડાઇ કરી તેને તથા માયાથી બનાવેલા એક હજાર રાક્ષસો માર્યા, તેથી તેના મબાપ બહુ ખુશી થયાં અને પુછ્યું કે દીકરી તું કયાં ગઇ હતી ત્યારે તેણે કહ્યું કે મને રાક્ષસ ઉપાડી ગયો હતો ત્યાંથી આ માણસે મને ઘણા શ્રમથી છોડાવી છે તેથી તેનાં માબાપ તે કુંવરના ઉપર ઘણાં રાજી થયાં અને કુંવરીને તેની સેવા ચાકરી કરવાને સોરી બલામણુ કરી આપી.

ચોપાઇ—એ મનભાવતો મારો પતિ, સત કરી માનજો વીનતી; પરમેશ્વરે મેળવ્યો આજ, ઓલવાઇ ગઇ મારા મનની દાઝ; તેં મેળવીયો મારો નાથ, સર્વે આબરૂ તો તારે હાથ; ત્યારે રૂબબ્યાનું ઘણું રીઝીયું મન, માંડી વાત વીગતની તે દન; એ નરની પણ હુંછું દાસ, પ્રીત કરી રાખ્યો મેં પાસ; જીવતદાન આપ્યું મુને, તે સરવે માંડી કહયું તુને; દુખની વાત વીસારી કહી, તે સુણુતામાં અચરજ થઈ. બાઇ બેનની પરઠી પેર, તેડી લાવી હું મારે ઘેર; હીરા દશકથી ભરી ગન, તે સરવે કહયું રાજન: વચન બોલી હું મારે મુખ, સઘળું ભાગીશ હું તારૂં દુઃખ; વચન પાળીયું આ ઠાર, ગેલીઆ બેઉ નરને નાર: એમ કહીને બેઠી પાસ, કરે વિનોદ આણી ઉલાસ; એમ કરતાં તે રજની થઇ, બન્યો બેન ઉઠીને ગઈ; પાછી ફરી તે લાવી સુગામ, બકાવળી બોલી દામ; ગયું રતન આવ્યું છે હાથ, કઇ પેરે લઇ જશો સાથ; વળી કદાપી થાશે વીઘન, તોતો નીસ્ચે પડશે તન; એ નર પાખી દેહ નવ ધરૂં, આપઘાત કરીને મરૂં; એમ કહીને રોઇ તે નાર, રૂબચ્યા બોલી તે ઠાર; હીમત રાખીને મનમાં રહે તું, એ નરને પરણાવીશ હું; એમ કહીને આપ્યું વચન, ત્યારે ધીરજ આવી મન; ખાનપાન કીધા અપાર, વીતી રજની તેણી વાર; દંતધાવન સ્નાનજ કરી, રાજકુંવર પાસે પરવરી; ખાનપાન રંગને રાત, ત્રણુજણુ બેઠા સંગાત

સાત દીવસની અવધી પુરણ થતાં રૂબચ્યાએ બકાવળીને કહયું કે તમે સવર્ગમાં જઇ માતાપીતાને મળો કદાચીત કોઇ આવે તો વિપરીત થાય જાણે તમારીજ પાસે છે એમ સમજી હિમતથી રહેજો

થોડા દીવસે તારી આશા પુરણ થશે એની દાસી થઇને હું ચાકરી કરીશ, જરા ચિંતા કરીશ નહી એ મારો પરમેશ્વર છે મારે બાપ સમાન છે, આવાં વચન સાંભળતા વીશ્વાસ આવ્યો ને ત્યાંથી ઉઠીને માતા પીતા પાસે આવી દીકરીને હસતુ મુખ જોઇ તેઓ રાજી થયા રાજકુંવરે બંકાવલીના જવાથી ઉદાસ થઇ રાત દિવસ ઝુર્યા કરે છે, આંખેથી આંસુની ધારા ચાલી જાયછે કપાળે હાથ દઇ બેઠો છે, ત્યાં રૂબઅચાં આવીને અમૃત વસ્તુ આગળ મુકી પણ જાણે રાહુએ ચંદ્રને ઘેર્યો હોય એવું મુખ જોઇ તે પણ દુઃખ પામીને કહેવા લાગી કે-તમને જરા પણ દુખ નથી. મારા પ્રાણથી પણ વધારે વહાલા છો છતાં તમે હે ભાઇ ? કેમ દીલગીર છો રહો ? એવાં વચન સાંભળી રાજકુંવર એ લ્યો વીયોગના મહા દુઃખે મારા પ્રાણ જશે. પછી કુંવરીએ તેને ધીરજ આપી અને કહ્યું કે હું તને બંકાવળી મેળવીશ એમ કહી તેને પોતાની માને વાત કહી અને બંકાવળીની સાથે લગ્ન કરવાની ગોઠવણ કરી કુળાચાર પ્રમાણે રાજકુંવરને કન્યા પરણાવી, મંગળ ફેરા ફરતાં જયજયકાર થયે દાયજામાં રાજાએ ઘણાં આનંદથી પણ મોતી, હાથી, ઘોડા પાલખી અને દિવ્ય વસ્ત્રાભુષણ વીગેરે અગણીત. આપ્યું મોટા મહેલ રહેવાને દાસ દાસી આપ્યા અષ્ટમા સિદ્ધિ ને નવ નિધિ આપી કશી વાતની જનતા રાખી નહી બાજતે વાજતે વિદાય કરી મહેલમાં ઉતારો આપ્યો ત્યાં સજન મળવા ગયા કુવરે સરવનું સન્માન કરતાં સરવ રાજી થઇને પોતપોતાના ઘેર ગયા પછી ચાર પહોરની રાત્રી આનંદકારી વિરહ વેદના શાંત કરી પ્રભાત થતાં રાજા ઉઠી દાતણ તથા સ્નાન કરી શણગાર સજીને બેઠો ત્યાં રૂબઅચાં બંકાવળીને મળવા આવી તો તેને શરીરનું ભાન નથી વેણી વિખરાઇ ગઇ છે એ જોતાં રૂબઅચાં મનમાં રાજી થઇને બંકાવળી એમ કહી બોલીને કહ્યું કે બેન નીરભય થઇ સુતા છો તે ઉઠો મન માન્યું કાગ હવે થયું છે, એવાં વચન સાંભળી તરત બંકાવળી વસ્ત્ર પહેરીને ઉઠી તે રૂબઅચાં સાથે

વાત કરવા લાગી પછી ત્યાંથી ગુલબંકાવળીને લઇ પોતાના બાગમાં આવ્યો અને માબાપને મળવા બોલાવ્યા.

ચોપાઇ—આવ્યા મા બાપ મળવાને કાજ, ગળી બેટીને બેઠા આજ, પોતાને વિતી સહી, માબાપ આગળ માંડી કહી, બંકાવળી આવીને ચરણે નમી સાસુ સસરાના મનમાં ગમી; ઘણું ખુશી થયા તેણી વાર, મસ્તક હાથ મુકયો તે વાર સભા સહુ ત્યાં અચરજ થઇ, ખુશાલી સહુને વાધી તહી; ખાનપાન કરયા સુખવાસ, મન મધે કરી હુલાસ, પછે પીતાએ માગી રજાય, સભા સહુને કહ્યું છે ત્યાંય ચલો અસવારી કરો તઇયાર, બંકાવળીને આશીશ દીધી સાર, મળી કરીને ઘેરજ ગયા. રાજકુવર તે ઠામે રહયા, એમ કરતાં ગયા બહુ દીન ત્યારે પછે શું વીચારયુ મન સરવે સાથે રંગે રમે, ભોજન મન ભાવતા જમે પછે નારીને ગરભ રહયો બંકાવલીને પુત્ર થયો ઘણા દીવસ એમ કરતાં ગયા રાજકુવર ત્યાં મોટા થયા. વરસ સાતનો થયો જેટલે રાજ રીત સમજ્યો તેટલે, બકાવલી ઘણુ હરખી મન, સ્વામી પ્રત્યે બોલી વચન એનો જન્મ લખાવો આહી રાજકુંવરે સાંભળ્યું તહી જોશી તેડાવી કીધુ કામ, જોશી બોલ્યો તેણે ઠામ,નામ બળવંત પાડોજી તમો લેખ પ્રમાણે કહું છું અમો એવું સાંભળી થયા રળીયાત પાડયું નામ મલી સહુ સાથ વળીજોશી બોલ્યો તે ઠાર, રાજકુવર પ્રત્યે નીરધાર ઘણો ભાગ્યશાળીછે એહ જોશીને ધન આપ્યુ બહુ જોશી પોતાને ઘેરજ ગયા, દ્રવ્ય લેઇને, સુખી થયા એમ કરતાં વિત્યા બહુ દન રાજકુવરે વીચારયુ મન પુત્ર આપણો મોટોથયો હેત ધરીને બોલજ કહયો તારે પુત્ર બોલ્યો તે વાણુ, સાંભળો તાતજી ચતુરસુજાણ દાદાજીને મળવાના કોડ ચરણે નમીને કરુ કરજોડ માટે જવાદો તમો ખુશી થઇને કહું છુ અમો, ત્યારે વીચારયુ પોતે મન સાંભળ વચન બોલ્યા રાજન પુત્રજી ઠામે કહ્યું નીરવાણુ યાદ આવ્યું જલદપુર જાનુ તેને તેડવા મોકલ્યા છે દાસ, પુત્રનુ મુખ જોવા કાજ, બંકાવલીનો પુત્ર દાદાને મળી આવ્યો તેને ગાદી ઉપર બેસાડયો.

સમાપ્ત.

# જાહેર ખબર

**અષ્ટાવક્રગીતા**—આ પુસ્તકમાં પરમજ્ઞાની મુનીરાજ સભામાં દ્વૈતવાદી બંદીનો શાસ્ત્રાર્થથી પરાજય કરી અદ્વૈત પાલન કરી પોતાની વિદ્વતા અને કીરતી વીશ્વમાં કરેલ છે મુક્તિનું સાધન મુમુક્ષુ અને તત્વજીજ્ઞાસુ પુરૂષોને અ યોગ્ય છે. **કીંમત ૦—૮—૦ પોસ્ટેજ ૦—૧—૦**

**અમૃતસાગર અથવા પ્રતાપસાગર**—સુધારા આવૃત્તી બીજી—અમૃત સાગરમાં સ્વચ્છ ગ્રંથોનાં પ્રમાણે તથા ચીકીત્સાઓ છે. જગત જનોના રોગો મટાડી છે. અને જેમાં શરીર બળને ખ્યાળવાથી ઉત્તમ ગુણો વિશેષ શું કહીએ. પણ આ ગ્રંથ ખાસ ખરીદવા યોગ્ય છે. કીંમત **રૂ. ૨—૮—૦ પોસ્ટેજ ૦—૬—૦**

**પાતાંજલ યોગદર્શન**—( સ્વામીશ્રી વિવેકાનંદકૃત ) યોગની બાબતમાં પાતાંજલીનાં સુત્રો જગ જાહેર છે તેનું વિવેચન કરવા જરૂર નથી. આ પુસ્તકની પ્રત્યેક બગે ત્રણ ત્રણ ભાષામાં એક ભાષાન્તર થયું છે પણ અમારા તરફથી મુળ અને ભાષાન્તર સા પ્રગટ થયું છે તે બધી આવૃત્તીઓ સાથે સરખાવવા અમો ખા ચેલંજ કરીએ છીએ. **કિંમત ૦—૧૨—૦ પોસ્ટેજ ૦—૨—**

**રાજયોગ—( સ્વામી શ્રી વીવેકાનંદકૃત )** યોગના તથા ગ્રંથો વિદ્વાનોના હાથે પુષ્કળ લખાયા છે પણ જો કોઇ રૂપી સ. સ્વામીથી અષ્ટાંગ યોગ સંબંધી બોધ આપનાર પુસ્તક લખાયું હે તો ફકત આ એકજ રાજયોગ છે. ભાષા ઘણી જ શહેલી બંધાઇ બધુ ઉત્તમ પ્રકારનાછે. **કિંમત ૦—૧૨—૦ પોસ્ટેજ ૦—૧—૦**

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.**

**ત્રણદરવાજા—અમદાવાદ.**